# ગુજરાતનો નાથ

ની

# નોટ્સ




લેખક :

એન. ડી. શુક્લ—બી. એ.

[ શિક્ષક, ટ્યુટોરીઅલ હાઇસ્કૂલ. અમદાવાદ. ]

પ્રકાશક,

ચંદુલાલ મણિલાલ પરિખ.

બુકસેલર, રીચીરોડ :

અમદાવાદ.

મેટ્રીકની ગુજરાતી ભાષા માટે મુંબાઈ યુનિવર્સિટીએ નિયત કરેલા

રા. કનૈયાલાલ મુનશી કૃત,

# ગુજરાતનો નાથ

## ની નોટ્સ.



( વિસ્તૃત ઉપોદ્ઘાત-જેમાં લેખકનું જીવન-કવન, વસ્તુગુંફન, પાત્રાલેખન આદિનો સમાવેશ થાય છે. )

લેખક: એન. ડી. શુક્લ. બી. એ.
[ શિક્ષક: ટયુટોરિયલ હાઇસ્કૂલ. અમદાવાદ. ]

પ્રકાશક,
ચન્દુલાલ મણિલાલ પરિખ.
બુકસેલર અને પબ્લીશર.
બાલાહનુમાન પાસે, રીચીરોડ.
અમદાવાદ.

કિંમત ૦-૧૨-૦

# બે બોલ.

મુંબાઇ યુનિવર્સિટીએ રા. કનૈયાલાલ મુનશીના ' ગુજરાતનો નાથ 'ને મેટ્રીકના ગુજરાતી ભાષાના પાઠય પુસ્તક (Text Book) તરિકે દાખલ કરી વિદ્યાર્થીઓને અર્વાચીન સાહિત્યના નિકટ સંબન્ધમાં જોડ્યા છે; તે ખાતે તેમને અભિનન્દન. અર્વાચીન વિવેચન સાહિત્યમાં પ્રસ્તુત પુસ્તકનું આવું વિસ્તૃત વિવેચન ( વસ્તુગુંફન અને પાત્રાલેખન સહિત ) બહાર પડેલું અમારી જાણમાં નથી. મેટ્રીકના વિદ્યાર્થીઓનું પણ ઇંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધીમાં અપાયલું ગુજરાતી શિક્ષણ નહિ જેવું જ હોય છે; આવી ખોટ પૂરી પાડવાનો અને મેટ્રીકના વિદ્યાર્થીઓની રસવૃત્તિ કેળવી, તેમને પુસ્તકના કીડા બનાવવા નહિ, પરંતુ પુસ્તકના મર્મનો ઉંડો અભ્યાસ (Intensive study) તરફ દોરવાનો આ વિવેચન ગ્રન્થનો નમ્ર પ્રયાસ છે. આશા છે કે સાહિત્યકારો અને રસિકો તેને ક્ષમાદૃષ્ટિથી નિહાળશે.

પ્રસ્તુત વિવેચન લખવામાં આદિથી અન્ત સુધી યોગ્ય સૂચનાઓ આપવામાં અને મારાં મેન્યુસ્ક્રીપ્ટનું પુનરાવલોકન કરી પ્રુફ સંશોધનાદિ કાર્યમાં મ્હારા સ્નેહિ રા. વસન્તલાલ ગૌ. ઉપાધ્યાય બી. એ. નો હિસ્સો મોટો છે; આ પ્રસંગે મારે તેમનો પણ આભાર માનવાની તક ચુકવી ન જોઇએ.

અન્તે ઉત્સાહિ પ્રકાશક રા. ચન્દુલાલ પરિખે મને આ કાર્યમાં સગવડતા કરી આપી છે તેની આભાર નોંધ લઇ વિરમીશ.

નિર્જળા એકાદશી
સંવત ૧૯૮૩.
ખાડિયા—વાડાપોળ
અમદાવાદ.

નર્મદાશંકર દામોદર શુક્લ

# ગુજરાતનો નાથ

## એક દૃષ્ટિ

લેખક

પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજ—એ મહાનવલનો[1] સૃષ્ટા ભૃગુકચ્છમાં (ભરૂચ)૧૮૭૭ ના ડિસેમ્બરમાં માણેકલાલ મુનશીને ત્યાં જન્મ્યો હતો. પિતા સચિનના દિવાન હતા. પિતાનું દાક્ષિણ્ય અને બુદ્ધિની તેજસ્વિતા એડવોકેટ મુનશીમાં ઉતરેલાં જણાય છે. માતા આર્યસંસ્કૃતિની મૂર્તિસ્વરૂપ, સનાતન ભાવનાઓ સેવતાં કનુભાઈને પોષે છે. માતાની ઠરેલ બુદ્ધિ, આર્યસંસ્કૃતિ માટેનો પ્રેમ કનૈયાલાલમાં દેખાય છે.

ભરૂચ અને સુરતની હાઇસ્કૂલમાં અભ્યાસ કરી ૧૪ મે વર્ષે મુંબાઇ યુનિવર્સીટીની મેટ્રીકની પરીક્ષા પાસ કરી કનૈયાલાલ વડોદરા કોલેજમાં અભ્યાસ કરવા ગયા. "સ્વપ્નદૃષ્ટા" નો કર્ત્તા ત્યાં ગુજરાતની ભૂતકાળની અસ્મિતા અને ગૌરવનાં સ્વપ્નાં કાળના પડદા ચીરી જોવા લાગ્યો. "ગુજરાતની જાહોજલાલી પર અંધકારના, વિસ્મરણના, પરાધિનતાના થરપર થર ચઢી ગયેલા" તેને ભાસ્યા. તેને નવગુજરાતમાં ફાળો આપવો હતો. મુનશીનો મંથનકાળ તેના કોલેજના દિવસોમાં હતો. ગુજરાતને આંગણે મહાસભા

---

૧. ગયા વર્ષના ગ્રંથો; લેખક રા. અવતાર.

ભરાઇ હતી. મુનશી દેશને દુઃખે દાઝતો હતો. દેશમાં સ્વતંત્રતાની ઘોષણા સંભળાતી હતી. મુનશી તેમાં ભાગ લેવા લાગ્યો. મુનશીની તે વખતની માનસિક વ્યથા "સ્વપ્નદ્રષ્ટા" નો વાચક એકદમ સમજી શકશે. મુનશીએ તે નવલમાં પોતાનું મનોરાજ્ય ચીતર્યું છે. તે ગુજરાતને ચરણે ધરે ત્યારપહેલાં ગુજરાતની ભૂતકાળની ગુફામાંથી મીનળ–મુંજાલનો સ્વર તેને સંભળાયો. ગુજરાતના ઇતિહાસનાં તેજસ્વી પ્રકરણો રજુ કરવા તેની લેખિની તત્પર થઇ. ત્યારે તેણે મીનળ–મુંજાલ અને ગુજરાતના બીજા મહારથીઓને પૂરેપૂરા સુરેખ દીઠા નહતા. તે ગુજરાતની મૂર્તિઓ બારણાં ઠોકી રહી અને મુનશી જાહેર જીવનમાં પડયા.

મુનશી મુંબાઇમાં આવી કાયદાનો અભ્યાસ કરી એડવોકેટ બન્યા. મુનશીએ થોડો વખત નવજીવન અને Young India ના અધિપતિ તરિકે કામ કર્યું હતું. કનૈયાલાલને સિદ્ધાંતની ખાતર તેનો ત્યાગ કરવો પડયો. અત્યારે તે એક પ્રખર ધારાશાસ્ત્રી છે. તેમને ઘડીની પણ નવરાશ નથી.

પણ મુળરાજ–જૂની ગુજરાતની સંસ્કૃતિ તેમને છોડે તેમ ન હતી. મુનશી સ્વ. રણજીતરામ, રા. ચંદ્રશંકર પંડયા અને ઇન્દુલાલ યાજ્ઞિકના મિત્ર બન્યા. મુનશી જાહેરજીવન છોડી, વક્તા મટી, સાહિત્યગંગાને કાંઠે આવી ઊભા.

સંવત્ ૧૯૬૯ માંથી તેમની સાહિત્ય સેવા શરૂ થઇ. તેમણે નવલિકા* લખવી શરૂ કરી. મુનશીમાં કલાનાં ઊંડાં બીજ રોપાયાં, બારણાં ઠોકતી મૂર્તિઓ ધીમે ધીમે બહાર નીકળવા લાગી અને ગુજરાતને માથે કીર્તિના કલશો ઝગવા લાગ્યા.

ગુજરાતી સાહિત્યમાં માસિકો અને છાપાંઓએ સારો ફાળો આપ્યો છે;–મુખ્યત્વે કરીને વિસમી સદી અને "ગુજરાતી." આપણા લેખકના સંબંધમાં ગુજરાતીએ "પાટણની પ્રભુતા" આપી, વિસમી સદીએ

---

* Short Story.

"ગુજરાતનો નાથ" આપ્યો. ગુજરાતી સાહિત્યનું નવું અંગ જૂદા જૂદા માસિકોમાં દેખા દેવા લાગ્યું અને મુનશીએ તેમાં સારો ફાળો ભર્યો.

હાજીમહંમદના અવસાનથી વિસમી સદી બંધ પડયું, રા. કનૈયાલાલે સાહિત્યગંગાને કાંઠે નવો આશ્રમ સ્થાપ્યો. તેમની કીર્તિ જામેલી હતી. તેથી યુવાન લેખકવર્ગ તે આશ્રમે વસ્યો. તે આશ્રમ એટલે કનુભાઇની "સાહિત્યસંસદ્." "ગુજરાત" થી ગુજરાતની સેવા કરવા માંડી.

કનૈયાલાલની પ્રવૃત્તિ એકદેશીય નથી અનેકદેશીય છે. કનૈયાલાલ નવલ કે નવલિકા લખી નથી બેસી રહેતા. તેમણે આપણને વેદનાં વારાનાં નાટકો આપ્યાં છે. "જ્યોતિર્ધરો" "રસાસ્વાદનો અધિકાર" અને "કેટલાક લેખો" એ તેમની નિબંધ શૈલી આપણને બતાવી છે. આ તો સાહિત્યની વાત થઇ.

પણ કનૈયાલાલ મુંબાઇ યુનિવર્સીટી સીનેટના મેમ્બર છે. અને હમણાંજ પરાન્જપેની ખાલી પડેલી જગ્યાએ તેમને મુંબાઇની શારદાપીઠના ગ્રેજ્યુએટોએ મોકલ્યા છે. તે ગુજરાતની કેળવણી ઉપર પૂરતું ધ્યાન આપે છે. ગુજરાતનાં એકેક એક અંગને ખીલવવાને પૂરતી મહેનત લે છે. ન્હાનકડા ને નીચા કનૈયાલાલે મોટી બાથ ભીડી છે. તેમની શકિતઓ અગાધ છે, તે શકિતઓનો તે સદુપયોગ કરે છે.

કનૈયાલાલ નવગુજરાતના સેનાપતિ છે. તે ભાર્ગવ બ્રાહ્મણ છે અને અગ્નિનાં તેજ ચ્યવન જેમ પાછાં લાવવાં મથે છે. તેમને સુકન્યાઓ, મંજરીઓ, રાણકો અને અરૂન્ધતીઓ સર્જાવવી છે. તેમને ગુજરાતને આંગણે કાક અને વસિષ્ઠને રમતા જોવા છે.

પ્રભુ તેમની અભિલાષાઓને પોષે !

## સાહિત્યકાર મુનશી

નવલ, નર્મદ અને નંદ એ ત્રણે એ મહાન સાહિત્યક્ષેત્રો ખેડયાં. નવલરામે વિવેચન સાહિત્યમાં ઝંપલાવ્યું, નર્મદાશંકરે ગદ્યમાં નૂર

રેડયું, અને નંદશંકરે નવલકથા લખી. નવલકથાનું સાહિત્ય " કરણ ઘેલો" થી શરૂ થાય છે; નંદશંકર એક અદ્વિતીય વર્ણનકાર હતા. તેમના નવલમાં પાત્રાલેખન અને વસ્તુગુંફન નથી. નંદશંકર પછી ધ્યાન ખેંચે એવી વ્યક્તિ ગોવર્ધનરામભાઇ છે. ગોવર્ધનરામે સરસ્વતીચંદ્ર લખ્યો. સરસ્વતીચંદ્રમાં પાત્રાલેખન અને વસ્તુગુંફન છે, પણ તે બહુ જ Complex છે. "સરસ્વતીચંદ્ર વાર્ત્તા નથી પણ પુરાણ છે." સરસ્વતીચંદ્ર પછી કનૈયાલાલની મહાનવલ ૧૯૭૨ માં પાટણની પ્રભુતાથી દેખા દે છે. પાટણની પ્રભુતા પહેલાં રા. મુનશી ની "વેરની વસુલાત" ગુજરાતીમાં ચાલુ વાર્ત્તા તરિકે આવતી હતી, પણ તેણે પ્રજા ઉપર પાટણની પ્રભુતાએ પાડી તે છાપ પાડી ન હતી. પાટણની પ્રભુતાના અનુસંધાનમાં ગુજરાતનો નાથ લખાયો, અને તે ચાલુ પ્રવાહ રાજાધિરાજમાં લય પામે છે. તે મહાનવલ ગુજરાતી સાહિત્યનો નવમુકુટ છે.

## રા. મુનશીની બીજી કૃતિઓ:—

આ ઉપરાંત મુનશીએ " પૃથિવી વલ્લભ, " " સ્વમદ્રષ્ટા " અને "કોનો વાંક" નામની ત્રણ નવલો લખી છે, અને "ભગવાન કૌટિલ્ય" "ગુજરાત"માં શરૂ કરી છે. નવલિકા સાહિત્યમાં "મારી કમલા અને બીજી વાતો" આપણું ધ્યાન ખેંચે છે. નાટ્યકાર મુનશી, 'પુરંદર પરાજય,' 'અવિભક્ત આત્મા,' અને 'તર્પણ'માં દેખા દે છે. વિવેચન સાહિત્યમાં "રસાસ્વાદનો અધિકાર" તે ક્ષેત્રમાં નવી બાજુ ખોલે છે. નિબંધકાર મુનશી ત્યાં 'ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ' દ્વારા અને 'કેટલાક લેખો'માં નજરે પડે છે.

## ગુજરાતનો નાથ.

"ગુજરાતનો નાથ" એ ઐતિહાસિક નવલકથા છે. 'ગુજરાતનો નાથ ઇતિહાસ નથી પણ, વાર્ત્તા[1] છે: કલ્પનામિશ્ર અને

---

૧. નરસિંહરાવનો ઉપોદ્ઘાત—ગુજરાતનો નાથ.

ઐતિહાસિક. તેના કર્ત્તાએ ઐતિહાસિક વાતો અને વાતાવરણ લઇ તે વાતાવરણમાં કેટલીક કલ્પનાની મૂર્તિઓ ખડી કરી તેમનો સંબંધ ઐતિહાસીક પાત્રો સાથે જોડેલો છે. અને ગુજરાતની ભૂતકાળની ફલક ઉપર એક એકથી નિરાળા એવાં જીવંત પાત્રો ખડાં કરે છે.

રા. કનૈયાલાલ પ્રસ્તાવનામાં આપણને જણાવી દે છે કે: ઐતિહાસિક પ્રસંગો અને કથાઓની સંકલના કરી આ વાર્ત્તા લખી છે, અને ઐતિહાસિક તત્ત્વો બન્યાં સુધી તેવાંને તેવાં જ રાખ્યાં છે. આપણે તે સમયનો ગુજરાતનો ઇતિહાસ તપાસી ઉપલી વાત સ્પષ્ટ કરીએ.

## ઇતિહાસને પાને.

નવલમાં કાક અને મંજરી, મીનળદેવી અને મુંજાલ, અને કંઇક અંશે ત્રિભુવનપાલ અને કાશ્મીરાદેવી–પાટણની પ્રભુતાની મોરારપાલને થાપ આપનારી પ્રસન્ન–એ ત્રણ યુગલો મુખ્ય પાત્રોછે. તેથી ઉતરતી કક્ષાનાં બીજાં ઘણાં પાત્રો છે. કનૈયાલાલે વાર્ત્તાનાં પાત્રો મુખ્યત્વે ઐતિહાસિક ઘટનાઓ ધ્યાનમાં લઇ ઘડયાં છે. એકલાં ઐતિહાસિક પાત્રો સજીવ કલા ઉત્પન્ન કરી ન શકે. ઐતિહાસિક ઘટનાઓ સુંદર પુતળાં પેદા કરી શકે પણ તેમને હાલતાં ચાલતાં કરવા તેમના હાડપિંજરમાં લોહીનો પ્રવાહ સતત ચાલુ રાખવા, ઐતિહાસિક પ્રસંગોને થોડે અંશે દાબી દઇ તેની જગાએ કલ્પિત પ્રસંગો ઉમેરવા જોઇએ. રા. કનૈયાલાલે આ કાર્ય બહુ જ ઉત્તમ રીતે કર્યું છે; અને વાર્ત્તામાં તેવા પ્રસંગો ઐતિહાસિક ઘટના સાથે જોડી દીધા છે. રા. કનૈયાલાલે ઐતિહાસિક વાતાવરણ પણ શુદ્ધ અને પવિત્ર રાખવા પ્રયત્નો કર્યા છે. કલ્પનાની મૂર્તિઓ તે વાતાવરણમાં પ્રવેશ કરે છે અને કલાકર તે મૂર્તિઓને સજીવ રાખવા જે ઉપાયો યોજે છે તે આપણા કેટલાક વિવેચકોને અસહ્ય લાગે છે. કલાકર ને થોડી છૂટ લેવા દેવીજ જોઇએ. રા. કનૈયાલાલ ગુજરાતનાં ગારવે ઉજળા છે, તેની સંસ્કારિતાથી તેમની કીર્તિ ઉજ્જવલ છે;

તે કનૈયાલાલ ગુજરાતના ગૌરવને ખંડિત કરવા કાંઇ કરે જ નહિ. ટીકાકારોની માન્યતા ખોટી જ ભાસે છે અને તેથી તેઓ ઉચ્ચારે છે કે કનૈયાલાલે ઐતિહાસિક ખૂન કર્યું છે. ઐતિહાસિક નવલના કર્ત્તા સાથે "લે મૂક"ની વાણીયાવિદ્યા તેમને ખપતી લાગે છે. રા. મુનશી દેશનું ઐતિહાસિક વાતાવરણ ભ્રષ્ટ કરતા નથી. રા. મુનશી પાત્રોને ખીલવવા તેમનામાં જોમ રેડવા એક ઉમદા કલાકરની દૃષ્ટિએ તેમને દોરે છે.

નવલકથામાં ઇતિહાસ–સિદ્ધ પાત્રો છે. મીનળ, મુંજાલ, ત્રિભુવન, કાશ્મીરા, જયદેવ, ઉદો, રા' નવઘણ, ખેંગાર, શાન્તુ મહેતા વગેરે. આ બધાંય પાત્રોનો કલ્પનાના પ્રસંગો સાથે સંબન્ધ છે. મીનળ અને મુંજાલ આચારમાં શુદ્ધ છતાંય હૃદયોનું અન્તર્ગત લગ્ન,–પાટણની પ્રભુતામાંથી શરૂ થયેલું તેમનું તે પ્રકરણ,–ઉદાએ મંજરીનું કરેલું હરણ, મુંજાલનો કીર્તિદેવ સાથેનો સંબંધ: આ કવિની કલ્પનાનું ફળ છે; તે ઇતિહાસ–સિદ્ધ પ્રસંગો નથી.

કેટલાંક પાત્રો ઇતિહાસમાં છે, પણ તેમના સમયમાં થોડો ફેરફાર કરવામાં આવ્યો છે. આવાં પાત્રો કાક, દેશળ, વિશળ, ઉબક. વાર્ત્તાનો સમય વિક્રમના ૧૧૫૪ મા વર્ષમાં છે. તે સમયને અનુકૂળ પાત્રો કરવા કલાકરે કલાની પૂજ્ય ભાવનાને માને આપી પ્રસંગોને આગળ પાછળ મરોડયા છે; તેને ખસેડતાં ખેંચતાણ પણ કરવી પડી છે. આ કેટલાકને ન રૂચે પણ વાર્ત્તાનું વસ્તુસંકલના શિથિલ ન પડે અને વાર્ત્તામાં રસ ન ખૂટે માટે વાર્તાકારે કલાવિધાનની આજ્ઞાને માન આપી તેમ કર્યું છે. રા. મુનશીએ આમ ન કર્યું હોત તો, વાર્ત્તાના વાણા તાણા મળત નહી અને વણીને તૈયાર કરેલું ચીર કદાચને એકદમ પકડતાં જ ઢગલો થઇ નીચે પડત. નરસિંહરાવ કહે છે તેમ આ નવલ છે ઇતિહાસ નથી, અને તેથી કરેલો ફેરફાર સાર્થક છે.

મુખ્ય પાત્રોમાં મંજરી અને કીર્તિદેવ એ બે કેવળ કલ્પનાનાં પરિણામ છે. બીજાં કેટલાક ગૌણુપાત્રો પણ કલ્પનાના આશ્રયે જ

સરજાયલા છે, પરંતુ તે ખાસ ધ્યાન ખેંચે તેવાં નથી. મંજરી અને કાકનો સંબન્ધ, કીર્તિદેવ અને મુંજાલનો સંબન્ધ, તેનું ઉબક સાથેનું આગમન, આદિ કલ્પનાનાં જ ફળ છે.

ઇતિહાસને પાને—સિદ્ધરાજ યાત્રાએ ગયેલા ત્યારે માળવાથી ગુજરાત ઉપર ચઢાઇ, શાન્તુ મહેતાને પાટણ સોંપી મીનળનું યાત્રાએ જવું, શાન્તુ મહેતાએ સમાધાન કર્યું; રા' નવઘણને પકડયો અને તેને મોંઢે તરણું લેવડાવ્યું તે, રા' નવઘણની ચાર પ્રતિજ્ઞાઓ ખેંગારે સ્વીકારી અને તેનું પ્રતિપાલન, ખેંગાર સિદ્ધરાજની રાણકને હરી ગયો તે, સૂરી હેમાચાર્યની દીક્ષા, ખતીબનું પ્રકરણ,—લખાયેલા આ બધા ય પ્રસંગો કલ્પનાના પ્રસંગો સાથે ચતુરાઇથી આપણા કલાકરે ગુંથ્યા છે.

આપણે ઐતિહાસિક પ્રસંગો અને પાત્રો જોયાં. કલાકરે તેમાં રૂચતો ફેરફાર કર્યો છે- આ કાંઇ ઇતિહાસ નથી અને તેથી આપણને ઇતિહાસનાં શુષ્ક અને નગ્ન સત્યો ન જ મળે—તેવાં સત્યો આપણે તારવવાં પડે. ઐતિહાસિક નવલકથાના કર્તાએ મેં ઉપર કહ્યું તેમ તે સમયનું વાતાવરણ ગુંગળાવી નાખવું ન જ જોઇએ, અને કનયાલાલ તેમ કરતા નથી.

પાટણની પ્રભુતા અને ગુજરાતનો નાથ વાચનારને કનુભાઇ ઢાલ તરવાર ને તીરના યુગમાં લઇ જાય છે. ખેંગારનો વીર રસ હૈયાં હલાવે એવો છે. બાણાવળીઓનાં ભાથામાંથી નીકળતાં તીર ગુજરાતીઓની છાતીને અભિમાનથી ઉછાળે ચઢાવશે. અસીનાં બળ કરતાં ય બુદ્ધીનાં બળ વધુ નજરે પડે છે. મુત્સદ્દી મુંજાલ, તક સાધનાર કાક અને મારવાડી ઉદા ઉપર નજર કરો અને તેમના પ્રભાવમાં તમે અંજાઈ જશો.

આમ શુદ્ધ વાતાવરણ રાખી, ગુજરાતના ઇતિહાસનાં મૂળરાજ—જૂનાં પાનાં ઉથલાવી, ગુજરાતનાં ગૌરવ કનૈયાલાલ નવગુજરાત

સમક્ષ ધરે છે. ગુજરાતના વાતાવરણમાં કડવાશ નથી ગુજરાત ધર્મ અંધું નથી–ગુજરાતમાં બ્રાહ્મણ અને જૈન ધર્મ સુખે નીભે છે. ગુજરાત મ્લેચ્છોને પણ ન્યાય આપે છે. આ ઐતિહાસિક વાતાવરણમાં કનૈયાલાલ કલ્પનાનાં બીજ રોપે છે. અને ગુજરાતનો નાથ કલ્પના મિશ્રીત ઐતિહાસિક વાર્તા બને છે.

## મહાનવલનાં વસ્તુ :

ગુજરાતનો નાથ વાંચતા પહેલાં વાચકે પાટણની પ્રભુતા વાંચી લેવી. ગુજરાતનો નાથનું અનુસંધાન તે વાર્તા સાથે છે. મેં ઉપર કહ્યું છે કે પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજ એ એક મહાનવલ છે. પાટણની પ્રભુતાથી શરૂ કરેલી વાર્તા ગુજરાતના નાથમાં ચાલુ રહે છે. ગુજરાતનો નાથ મધ્ય સ્થાન ભોગવે છે એટલે તેમાં રસ સંપૂર્ણ રીતે જામે છે. ગુજરાતનો નાથ climax છે, અને તેનાં છેલ્લાં પ્રકરણોમાં આછી આછી કરૂણ અન્તની રેખાઓ તે રસસાગરની પાછળ છૂપી છૂપી દેખા દે છે અને લય પામે છે. દીર્ઘ દૃષ્ટિ પહોંચાડે અને દેખવાને પ્રયત્નો કરે તો જ માણસ દેખી શકે. પણ આપણે તેનું કામ ન હોઇ તેના ઉપર વિવેચન નહિ કરીએ.

પાટણની પ્રભુતાનાં બે મુખ્ય પાત્રો મીનળ અને મહાઅમાત્ય મુંજાલ ગુજરાતના નાથમાં ગૌણપદ લેતાં જાય છે, અને નવાં બે તરવરીયાં અને બુદ્ધિશાળી પાત્રો કાક અને મંજરી ધીમે ધીમે પ્રધાનપદ મેળવતાં જાય છે. જયસિંહ તેમની પાછળ દેખા દે છે, અને તે મહત્વાકાંક્ષી પુરૂષ લાટની રાજનગરીના સોમનાથના મંદિરે કલશ ચઢાવવા રાજાધિરાજ થઈ આવશે એમ સ્પષ્ટ જણાય છે. કનૈયાલાલ આમ એક પછી એક નવાં પાત્રો સરજે છે, પોષે છે અને બ્રહ્માંડના ગૂઢ નિયમને આધિન થઇ તેમને વાનપ્રસ્થની દીક્ષાઓ અર્પે છે.

" ગુજરાતનો નાથ "નું વસ્તુ તપાસતાં પહેલાં આપણે પાટણની પ્રભુતા ઉપર દૃષ્ટિ નાખીએ.

ગુર્જર સામ્રાજ્યનો પાયો મુળરાજે નાખ્યો, સંવત્ ૯૯૮ માં મામા પાસેથી ગાદી લઇ "ગુજરાતના મધ્યકાળના ઇતિહાસના સુત્રધાર " વનરાજની સ્થાપેલી પાટણનગરી પાટણને આંગણે તેણે બ્રાહ્મણોને નોતર્યા, તેણે તેની સત્તા ચારે તરફ પ્રસારી. પાટણની આસપાસ ગિરનારથી વિંટાયેલા પ્રદેશમાં કચ્છમાં અને લાટમાં તેની સત્તા જામી. સને ૧૦૮૦ માં ગીઝનીએ સોમનાથપર સ્વારી કરી ભીમદેવ પાસેથી પાટણ લીધું. મહમદની પુઠ વળી કે તરત જ ભીમે પાટણ પાછું લીધું. ભીમે વાનપ્રસ્થ સ્વીકાર્યું, અને પાટણની ગાદી પોતાની વણીક સ્ત્રી બકુલાદેવીના બુદ્ધિશાળી પુત્ર ક્ષેમરાજને આપી. પિતાની ગાદી ન સ્વીકારતાં ક્ષેમરાજ વાનપ્રસ્થ થયો. કર્ણ ગાદીએ આવ્યો. ક્ષેમરાજે પુત્ર માટે દેહસ્થલી રાખ્યું. કર્ણનું અવસાન અને ત્યારપછીનો ઇતિહાસ પાટણની પ્રભુતામાં રા. મુનશીએ યોજ્યો છે. અને તે નવલમાં દેખા દેતા પ્રસંગો સાથે ગુજરાતના નાથનું અનુસંધાન છે.

જયસિંહના પિતા કર્ણદેવ મરવા પડયા. મીનળ અને મુંજાલની જોડી રાજાની છેલ્લી ઘડીયો આવી ત્યારે રાજ્યભાર વહેવા તત્પર થઇ. યુવરાજ નાનો હતો. વાનપ્રસ્થ ક્ષેમરાજનો પુત્ર દેવપ્રસાદ રાજપુત સામંતોનો નેતા હતો. દેવપ્રસાદ "અશાન્તીની મૂર્તિ હતો." દાદાની બહાદુરી, ભોળાપણું, શૌર્ય અને તેજ તેનામાં ઉતર્યાં હતાં. પણ મુત્સદ્દી મુંજાલ વિરૂદ્ધ રાજ્યખટપટમાં તે ઉતરી શકે તેમ ન હતું. દેવપ્રસાદ પાટણનો દંડનાયક થવા પ્રયાસ કરતો હતો. પાટણની સત્તા સામે તેણે તુમુલ માંડયું હતું. ચંદ્રાવતીમાં શ્રાવકોની સત્તા અજેય હતી. તે સત્તાનો પ્રતિનિધિ આનંદસૂરિ પાટણની મનોવ્યથાનો લાભ લેવા આવ્યો.

આનંદસુરિને ખબર ન હતી કે મુંજાલ ભયંકર છે. તેની સહાયથી રાજમાતા પાટણની સત્તા એકચક્રે સ્થાપવા પ્રેરાઇ છે. મુંજાલ પાટણનો નગરશેઠ અને મહાઅમાત્ય હતો. મહાઅમાત્ય મીનળનો પૂજારી હતો. ચંદ્રાવતીથી મીનળને લાવી હૃદયનો ગૂઢ સંબંધ પોતા સાથે સાધવા, તે નગરશેઠે કર્ણદેવ સાથે તેને પરણાવી હતી. પ્રણાલિકાવાદનો ભંગ કરી તેમનો સ્નેહ શુદ્ધ રીતે દેહની વાંછના કર્યા સિવાય વહેવા લાગ્યો. તેમાં સંયમ અને વિરલતા હતાં.

કર્ણદેવ માંદા જાણી અશાન્તીની મૂર્તિ દેવપ્રસાદ ત્રિભુવનને લઇ પાટણ આવ્યો. તે સમયે ચંદ્રાવતીનો જતી મીનળને સમજાવતો હતો. મહાઅમાત્ય મુંજાલ સામું તેણે માથુ ઉગામ્યું હતું. શાન્તુ મંત્રી પાટણનો દંડનાયક થાય એમ જણાતું હતું. દેવપ્રસાદને કેદ કરવા જતી મથતો હતો. મુત્સદ્દી મુંજાલ માનભંગ થયો, અને એણે પાટણ છોડ્યું. દેવપ્રસાદ અશાન્તી જગાવવા પાટણનો કોટ કૂદી દેહસ્થલી ગયો, અને પોતાના મંડળને ભેગું કરી પાટણની સત્તાના ચૂરા કરવા પ્રયત્નો કરવા લાગ્યો.

હંસાને મીનળે કેદ કરી રાખી હતી. હંસા માટે દેવપ્રસાદ અગ્નિના કૂંડમાં પડવા તૈયાર હતો. મીનળે હંસાને છોડી અને દેવપ્રસાદને પાટણની સત્તાનો અંત લાવતો અટકાવ્યો.

મુંજાલ મીનળની દરકાર કરતો નહતો. દેવપ્રસાદ પાટણને ડરાવતો હતો. મીનળ નીરાધાર બની, પાટણના લોકથી ડરી ચંદ્રાવતીના લશ્કરની છાવણીમાં છાની માની બાળરાજાને લઇ ગઇ. રાણી મુંજાલને જતીની સલાહથી કેદ કરે છે. સફળતા પામેલો જતી દેહસ્થલીમાં જૈન ધર્મના કટ્ટા દુશ્મન દેવપ્રસાદને મારી નાખે છે.

પાટણની પ્રજા ક્રોધે ભરાઇ અને દેવપ્રસાદના પુત્રને રાજ્યની સત્તા આપી રાજગઢ તાબે કરે છે. પાટણ રાણીને તજે છે.

રાણીની ગભરામણ વધી, મુંજાલનું અપમાન કર્યાનું ફળ તેણે ચાખ્યું. મીનળ મુંજાલ પાસે મદદ લેવા ગઇ. તેની છાતીમાં સ્નેહનાં

પૂર ઉછળ્યાં. તે પ્રવાહના જોરે મુંજાલે પાટણને સમજાવ્યું. પાટણના પ્રજાજનોએ ફરીથી રાણી અને જયસિંહનો સ્વીકાર કર્યો. આનંદસુરિ નિષ્ફળતા લઇ ચાલ્યો ગયો. રાજગઢ પાટણે લીધું ત્યારે એક નવી વ્યક્તિ ઇતિહાસ–પટ પર જણાઇ. તેનું મુત્સદ્દીપણું મુંજાલને ડારે તેવું નહતું, તેનામાં મહત્વાકાંક્ષા ન હતી. તેનામાં મારવાડી પણું હતું. તે તક સાધનાર મારવાડી–ઉદયનમંત્રી.

જયદેવ પાટણની ગાદીએ બેઠો. મોરારપાળને થાપ આપનાર પ્રસન્ન ત્રિભુવનપાળને પરણી. મુંજાલના પાટણની સત્તા જમાવાના પ્રયાસો શરૂ થયા. ત્રિભુવનપાળ લાટનો દંડનાયક થયો. ઉદા મંત્રીને ખંભાત ને કર્ણાવતીની સત્તા આપવામાં આવી.

આ પાટણની પ્રભુતાનું વસ્તુઃ આ વાતને ચાર વર્ષ થઇ ગયાં.

"ગુજરાતનો નાથ."

મીનળ અને મુંજાલ બાલરાજાને લઇ યાત્રાએ ગયાં અને ઉબક ગુજરાત ઉપર ચઢી આવ્યો. પાટણની સત્તા શાન્તુ મહેતાના હાથમાં હતી. સજ્જન મંત્રીને પાટણ સોંપી શાન્તુમહેતા સમાધાન કરવા ગયા. પાટણની ઉપર ઉબક ચઢી આવ્યો છે જાણી મુંજાલ, રાજાને લઇ છાનોમાનો પાટણ આવે છે. લાટના દંડનાયક ત્રિભુવન પાળે પોતાના ભટ કાકને સંદેશો આપી પાટણ મોકલ્યો. રાજા પાટણનું નાક ગયું જાણી શાન્તુ મહેતા ઉપર ખિજાય છે.

પાટણનો પતિ જ્યારે આમ ક્રોધમાં લાલચોળ મોઢે, પોતાની સત્તા હરાતી જોઇ, શાન્તુ મહેતા ઉપર કાતરીઆં ખાય છે ત્યારે પાટણનો મહા અમાત્ય "શું કરવું" તે પ્રશ્ન જાતે વિચારી લેવા સૂચન કરે છે. મુંજાલને રાજાને રાજકાર્યમાં રસ લેતો કરવો હતો. કાકને પ્રથમ તક પોતાની બુદ્ધિ વાપરવાની મળે છે. મુંજાલના ગયા બાદ જયદેવને કાક મળે છે. પાટણના ધણીને ચોંકાવનારી હકીકતો કહે છે. "શાન્તુ મહેતા લડવા નિકળ્યા હોત તો પાટણ નવધણ રાંએ

ક્યારનું લીધું હોત" રાજાને સોરઠનો વિચાર પણ ન હતો. સમય ભારે હતો ઉદો નફ્ફટ બન્યો હતો, કર્ણાવતીમાં થોડાં માણસો હતાં

સોરઠપતિ રા' નવઘણ આ ઉત્તમ તકનો લાભ લઇ પાટણ ઉપર કૂચ કરવા તત્પર થયો. જયસિંહની રાજધાનીમાંજ તેની વિરૂદ્ધ વાતાવરણ જામેલું હતું. કૃષ્ણદેવ, વિશળ અને દેશળની સાથે સંકેત કરી હુમલો કરવા તૈયાર હતા. કાકની તિવ્રબુદ્ધિ આ બધામાંથી એકદમ પસાર થઇ અને રા' નવઘણને ડારવા, કૃષ્ણદેવનો સંદેશ વિશળ પાસેથી જાણી લઇ તેને ફેરવી નાંખી પાટણના પતિને કેડ કસવા કહી પ્રયાણ કરે છે.

કાક ત્રિભુવનને રાજાનો સંદેશો કહી, બેભાન ઉદાની નફ્ફટાઇનો જવાબ શોધવા ગયો. રસ્તામાં ખતિબ મળ્યો, અને ઉદાની એકપક્ષી રાજનીતિ, પાટણની રાજ્યનીતિનો વિરોધ કરતી જણાઇ.

ખંભાતમાં કાક ઉદા મહેતાનો અતિથી મારફાડના પ્રકરણ પછી થયો. તેણે ચતુરાઇ વાપરી કાકને છુટો ન રાખ્યો.

રાત્રે ચાંગાને છોડાવવા કાકે ઉદાનો આવાસ છોડયો. પણ છોકરાએ આવવા ના પાડી. કાકને પાછા ફરતાં કવિકુલશિરોમણીની વિદ્વાન પુત્રી મંજરી, ઉદાના કારાગારે વસેલી મળી. તેને છોડાવી ઉદાના ક્રોધમાં ઉમેરો કરી તેણે પાટણ છોડયું. ખતિબને ખોયો.

મંજરીને કર્ણાવતી મૂકી કાક ત્રિભુવનને મળ્યો અને તે રા' નવઘણની પાછળ પડયા. ત્રિભુવનના ઘોડાને ઠોકર વાગવાથી રા'ને કાકે પકડયો. રસ્તામાં કાક અને રા'ને પરશુરામે કેદ કર્યા. ત્રિભુવનને કાસ્મીરાએ બચાવ્યો. રસ્તામાં કાકને છોડાવ્યો. રાજાએ રા'ને દાંતે તરણ લેવરાવી માફી મંગાવી અને ખંડણી લઇ છૂટો કર્યો. તે જયદેવનો સામંત થઈ રહ્યો.

શાન્તુ મહેતા ઉબક સાથે સમાધાન કરી તેને પાટણ લાવ્યા. ઉબક સાથે કીર્તિદેવ આવ્યો હતો, કીર્તિદેવમાં મુત્સદ્દી મુંજાલે ભયંકર શક્તિ દીઠી.

ખતિમ હાથ લાગ્યો હોવાથી ઉદાએ ઉત્સાદી વાપરી જયદેવ પાસે કાકને કેદ કરાવ્યો. ત્રિભુવને શકિતઓ દાખવી, બાળરાજા પાસેથી છોડાવ્યો, કાક જયદેવનો સલાહ આપનાર બન્યો. મુંજાલે કાકમાં મહાન્ શકિતઓ દીઠી. કીર્તિદેવની તપાસ રાખવાનુ કામ તેને માથે આવ્યું.

કર્ણાવતીથી મંજરી પાટણ આવી. ગર્વિષ્ટ મંજરીમાં સંસ્કારો હતા. ઉદાના માણસો તેને ઉપાડી જતાં જણાયાં. કીર્તિદેવની મદદથી તેને કાકે છોડાવી, કાક ને કીર્તિદેવ મિત્રો બન્યા. કીર્તિદેવ પાટણનો પુત્ર હતો પણ તેનાં માવતર કોણ છે તેની ખબર ન હતી. તે જાણવા હિંગળાજ ચાચરને ઓવારે કાકને લઇ ગયો. યોગિનીએ ચૌદશનો વાયદો કર્યો.

આ આપણાં પ્રકરણોનો સાર.

આ પછી વાર્ત્તા આગળ વધે છે. મંજરી કાકને પરણી, અને કાકને ઉદાનાં વેર વધ્યાં. ઉબકના માગાની ના પાડવા જયદેવને મીનળે સત્તાનાં સૂત્રો સંભળાવ્યાં. રાજા રાણકના પ્યારમાં પડયો. સંદેશો લઇ કાકને મોકલ્યો, કાકે કૃષ્ણદેવને સોંપ્યો, અને ઉંધા ગણેશ મંડાયા.

રાજ્ય સભા ભરાઇ, જયદેવે ઉદાને ભરસભામાં ડાર્યો, અવંતીનું માગુ ના પાડયું. કાકને ભટરાજ બનાવ્યો. કીર્તિદેવ નિરાશ થયો.

કીર્તિદેવ મહાઅમાત્ય મુંજાલને મળ્યો. મુંજાલે તેને પાટણ છોડવા કહ્યું. કાવાત્રાંબાજોને છૂટા કરવા કીર્તિદેવને કેદ કર્યો.

કાવત્રાંબાજો ભેગા થયાં કૃષ્ણદેવ ઉઘાડો પડયો. તે ખેંગાર છે એમ જણાયું. કૃષ્ણદેવે પાટણ છોડવા તૈયારી કરી, ઉદાએ મંજરીનું હરણ કર્યું. કેદખાનામાં મંજરી કીર્તિદેવને મળી. મુંજાલ કીર્તિદેવનો અંત લાવવા આવે છે. રસ્તામાં સોમે મુંજાલને રા'ખેંગારથી બચાવ્યો. મુંજાલ કીર્તિદેવનું લોહી રેડે ત્યારપહેલાં કાક આવી કહે છે કે "કીર્તિદેવ મુંજાલનો પુત્ર છે." બધાં છૂટાં થઇ રાજગઢ ગયાં.

મંજરીને લઇ કાક જુનાગઢ જવા નિકળ્યો. રસ્તામાં મહારાજ મળ્યા. મંજરીને સોમદત્તને સોંપી કાક દેવડીને સંદેશો કહેવા ગયો. ખેંગારને દેવડીને ઘેરથી જતો જોયો. તેને મળ્યો. ખેંગારે નવઘણ સમક્ષ ચાર પ્રતિજ્ઞાઓ લીધી. કાકને ખેંગારે કેદ કર્યો. મંજરીએ છોડાવ્યો. પાટણ જતાં ખેંગારને રાણકનું હરણ કરી જતાં જોયો. પાટણના દરવાજા દેશળ વિશળની મદદથી તોડયા. આમ પ્રતિજ્ઞાઓ સફળ થવા લાગી.

સોમ ગુજરી ગઇ. લાટમાં કલહ ઉત્પન્ન થયો અને ત્રિભુવન પ્રસન્ન કાક, મંજરી ત્યાં જવા નિકળ્યાં. કીર્તિદેવ અવંતી ગયો અને અટુલો એકલો મહાઅમાત્ય નદી કિનારે તેમને જતાં એકી નજરે જોઇ રહ્યો.

આમ વાર્તાનો અંત આવે છે. અને રાજાધિરાજમાં વાર્તા આગળ વધે છે. મહત્વાકાંક્ષી જયદેવ લપાતો લપાતો આવી રાજાધિરાજમાં ઝળકે છે, સોરઠ લે છે. રા'ખેંગારને મારે છે, લાટમાં કલહ વધારે જામે છે. કાક સોરઠ ગયો તેનો લાભ લઇ બળવાખોરો નવી તૈયારીઓ કરે છે, અને મંજરી, પતિની આબરૂ સાચવવા એકલી આંબડમાં જીવ રેડી, તેને સાથે લઇ ગઢમાં ભરાય છે. ગઢમાં અનાજ ખૂટે છે અને મંજરી મરણ પામે છે. કાક આવે છે મરતી પ્રિયાને મળે છે. આ પ્રમાણે આ કરૂણ કથાનો અંત આવે છે.

જયદેવ સોમનાથને મંદિરે ચક્રવર્તી બની કળશ ચઢાવે છે.

## સમય: અર્વાચીન યુગનાં પ્રેરકબળો.

વિક્રમ સંવત્ ૧૯૭૦માં યાને ઇશુની વિસમી સદીની પહેલી પચીસીમાં ગુજરાતને આંગણે નવાં બીજ રોપાયાં. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ જગાવી એક ગુજરાતી મુંબાઇના કાંઠે ઉતર્યો. ગુજરાતીઓમાં વેપારીભાવના છે. તે બહુ વ્યવહારૂ છે, રાજકિય ખટપટમાં ઉતરતા નથી અગર તો તેમાં ઉતરવાની તેમની શક્તિઓ નથી એમ માનનાર વર્ગને પછી તે વર્ગ ભલે ગુજરાતીઓનો પણ હોય; તેને એ ઉઘાડે પગે ઉતરેલા ઉતારૂએ સ્પષ્ટ ભાખ્યું કે યુગ બદલાયો છે. ગુજરાતે

પોતાને બાંયો ઉંચી કરી કાર્ય કરે જ છૂટકો છે. નવગુજરાતની પ્રજાએ ન ખેડેલાં ખેતરો ખેડવાનાં છે. એ ખેડે જ તેનો છૂટકો. આમ ગુજરાતમાં રાષ્ટ્રભાવના વધી. ગાંધીએ પ્રજાને ખીલવવાનાં વ્રત લીધાં અને એ વ્રતમાં તેમણે "નવજીવન"નો ઉપયોગ કર્યો. પ્રજાનાં દુઃખો, પ્રજાની ભાવનાઓ, પ્રજાને દીધેલા ઉપદેશોએ તેમાં દેખા દીધા. આમ જનસ્વભાવનું પૃથ્થકરણ થયું અને સમાજ ખરા સ્વરૂપમાં અક્ષર દેહ ઉભો. ગોવર્ધનરામની સંસ્કૃત શૈલીના જગાએ નવી ઘરગતુ છતાંય શિષ્ટ શૈલી દાખલ થઇ. પ્રજાના એકેએક વર્ગને તે શૈલીનાં આકર્ષણ હતાં. પ્રજાના એકેએક સડેલા અંગને તેણે તપાસ્યાં. આમ વર્તમાન યુગનાં નવાં મંડાણ થયાં અને લોક જાગ્રત થયા.

ગાંધી અને તેની શાળા જ્યારે આ કાર્ય કરતી હતી તેવામાંજ સંવત્ ૧૯૭૨ માં "ઘનસ્યામે" પ્રજાને તેના ભૂતકાળની ઝાંખી "પાટણની પ્રભુતા" દ્વારા કરાવી. ગુજરાતને આગળ વધવું હતું. ગુજરાતને તેના વીર પુત્રો સાંભર્યા. ગુજરાતે તેના મૂળરાજ જૂના ઇતિહાસો સંભાર્યા. ગુજરાતને આંગણે ધર્મના કલહો હતા પણ તેમાં કડવાશ ન હતી. જૈનો અને બ્રાહ્મણો એક એકથી જુદા મતો રાખતા, પાટણમાં ભેળા થતા અને પાટણની સત્તા વધારવા મથતા. ત્યારબાદ ગુજરાતના નાથમાં વિજયી ગુજરાત. મુત્સદ્દીઓ અને મહત્વાકાંક્ષાઓનાં બુદ્ધિનાં તેજથી અવંતી અને સોરઠને ડારતું આપણી સમક્ષ ઉભું રહે છે. પાટણ લાટને સર કરે છે. પાટણની સત્તા એક ચક્રે થાય એમ તેના મહા અમાત્યો ઇચ્છે છે. ગુજરાતનો નવ યુવક તે મુત્સદ્દી મુંજાલની પુંઠે મહત્વાકાંક્ષાને પોષી ઉભો છે. ભૂતકાળનાં ગુજરાતનાં ગૌરવ જાણી નવ ગુજરાતને શરમાવાનું નથી. નવ ગુજરાત વાણીયા વિદ્યાનો ત્યાગ કરી રાષ્ટ્રીય ભાવના પોષે અને ગુજરાતનાં સડતાં અંગો જો સુધારે તો ગુજરાતનો સૂર્ય ફરીથી પ્રકાશે. આમ કનૈયાલાલ ભૂતકાળની ફલકો ઉપરથી ધૂળ ખંખેરી નાખી હાથે લાગેલું હિમ ગુજરાતના નવ યુવકને અર્પે છે.

## કનૈયાલાલઃ તેમની કળા.

સૃષ્ટિના સર્જનકાલથી આપણે માનવસમુદાયમાં રસ લેતા આવ્યા છીએ. જેમ જેમ યુગો બદલાય છે તેમ તેમ તે યુગોની યાદ આપણને આપણા ઇતિહાસકારો, કવિવરો, અને લોકવાર્તાઓ આપે છે. તેવુંજ કાંઇક આપણો નવલકર્ત્તા કરે છે. તે ઇતિહાસમાંથી, લોકવાર્ત્તામાંથી અને કવિવરોએ આપેલી પ્રેરણાથી પ્રેરાઇ તે યુગોના ઇતિહાસ આપણા જેવી વ્યક્તિઓદ્વારા આપણને આપે છે. નવલ ઇતિહાસ નથી, જો કે ઇતિહાસની અને ઐતિહાસિક વાતાવરણની કેટલીકવાર તેના ઉપર પૂરી છાપ હોય છે. નવલ લોકવાર્ત્તા નથી જો કે લોકકર્તાનાં તત્વો તેનામાં ઘણાં ય છે. નવલમાં મનુષ્ય સ્વભાવનું પૃથક્કરણ છે અને તેથી આપણે તેમાં રસ લઇએ છીએ. તેમાં ઇતિહાસ જેમ–મનુષ્ય સ્વભાવનું પદચ્છેદ નથી.

આપણે નવલનાં અંગો તપાસીએ.

મૂખ્યત્વે નવલનાં ચાર અંગો છે. વસ્તુ, પાત્રો, વર્ણન અને સંવાદો અને કેટલાક પાંચમું અંગ શૈલી ગણે છે. શૈલી જો કે સાહિત્ય કલાનું એક અંગ છે પણ તેને નવલનું અંગ કહેવું કે કેમ તે શંકા છે. શૈલી લેખકનું વ્યક્તિત્વ જણાવે છે.

હવે નવલનાં અંગોનું પૃથ્થકરણુ વાર્તાને લક્ષીને કરીએ.

### વર્ણન.

કામની દોડધામમાં વસનારી વિસમી સદીની પ્રજાને કનૈયાલાલ વર્ણનો કરી રોકતા નથી. કનૈયાલાલ ઉપદેશો આપી તેમને ચીઢવતા નથી. કનૈયાલાલ ઉપર વાચક ખીજાતો નથી. વાંચક હર્ષે વાંચે એવી ભાષામાં કનૈયાલાલે તેનાં નવલ લખ્યાં છે. તેમની કલામાં જોમ છે, તેમની ભાષામાં મધુરતા છે, ગૌરવ છે અને ગણ્યા ગાંઠયા શબ્દોમાં આપણી સમક્ષ ચિત્રો ખડાં કરવાની તેમનામાં શક્તિઓ છે. તે ચિત્રો મધુર અને આકર્ષક હોય છે મુનશીનાં

વર્ણનો ટુંકા અને થોડા શબ્દોમાં આલેખાયલાં છે. કાક પાટણમાં ઉષાના નૂપુરઝંકાર થતાં જુએ છે, અને તેનો દેહ અપ્સરાસમો દિપતો તેને મધુર લાગે છે. એ દશ્ય કયા કલાપ્રિયને નહી ગમે? મુનશી થોડા શબ્દોમાં આપણી સમક્ષ તે ચિતરે છે અને આપણે તલ્લીન થઇ વિસ્ફારિત નયને જોઇ રહીએ છીએ. નંદશંકરે તેના માટે પાનાનાં પાનાં ભર્યાં હોત; આપણને તે સુંદર ચિત્ર રસ વિનાનું શુષ્ક લાગત. ગોવર્ધનરામે સંસ્કૃત શબ્દો વાપરી આપણને કંટાળો આપ્યો હોત અને વિદ્યા વિલાસી જ તે કંટાળો સહન કરી ઉભો રહેત. ગામડીઓ થોડું ભણેલો, ભાવના ભર્યો યુવક તો એકદમ તે સોનાની પાટણની કટિમેખલાને છોડી આગળ ચાલ્યો ગયો હોત. પણ મુનશી તો તેમાં જીવ રેડે છે, મધુરતા રેડે છે અને આપણને આકર્ષે છે. નંદશંકરે જ્યારે વર્ણનોના ભાર નીચે નવલને કચડી નાખ્યું છે, ત્યારે આપણે ઉપર જોયું તેમ કનૈયાલાલ વર્ણનને નવલનું એક અંગ ગણી તેને પોષે છે; જો કે વર્ણન વિના નવલ અધુરૂ ગણાય. તે તેનો એક અલંકાર છે. તેના રૂપમાં તે ઉમેરો કરે છે.

લલાટે સૌભાગ્ય ચંદ્ર, પગમાં સુંદર ચંપલો, હાથમાં ઝીણાં અને ઘાટીલાં સૌભાગ્ય કંકણો, કેડે લોકેટવાળો અછોડો અને અંગે ઓઢેલાં ઝીણાં ચીર ઓઢેલી ગુજરાતની યુવતીના જેવી કનૈયાલાલની વર્ણન શૈલી છે. ગુજરાતના નાથમાં યુવાનીનું જોમ છે. મુત્સદી મહા અમાત્ય લ્યો. તેની બુદ્ધિ વૃદ્ધ છે, તેનું હૃદય યુવાન છે. તમે જ્યાં જ્યાં મહાઅમાત્યને મળશો ત્યાં ત્યાં તે એક યુવાનની માફક તેની પ્રતિભાથી તમને ડારશે, યુવાનોથી બ્હીવાનું હોય. વૃદ્ધોની બીક ન હોય. મીનળના શરીરમાં ફેરફાર થયો હતો. તેનાં અંગો જાડાં હતાં, પણ તેના વિચારોમાં ફેરફાર ન હતો. તેના હૃદયની ભાવનાઓ જાડી થઇ ન હતી. મીનળમાં આધેડપણું કે પ્રૌઢત્વ જણાતું નથી. આ જુવાનીનું જોમ તેનાં વર્ણનોમાં પણ મળે છે. ભારે છતાં ય નાજુક અલંકારોથી તેના નવલને ઓપે છે. વર્ણન કરવા

ખાતર નંદશંકર કેટલીક વખત વર્ણન કરતા તેવું આપણા કનૈયા-લાલમાં નથી. વર્ણન ઉપરાંત કનૈયાલાલની વસ્તુ-ગુંથણી અને પાત્રા લેખનમાં આપણને એક સમર્થ કલાકરનું કલાવિધાન નજરે પડે છે. હુબહુ વર્ણન, સચોટ વસ્તુ અને જીવંતપાત્રોથી શોભતું નવલ આપણા સાહિત્યમાં આ પ્રથમ જ છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી. પાટણની પ્રભુતામાં કલાકરની પાત્રાલેખન અને વર્ણન-શક્તિ અજબ છે. પણ વસ્તુ કાંઇક શિથિલ માલુમ પડે છે. જો કે તેનું વસ્તુ-ગુંફન "કરણઘેલો" કરતાં ચઢીયાતું છે. સરસ્વતીચંદ્રની વાત આપણે કરવાની નથી. તે તો આચાર્ય આનંદશંકરભાઇની ભાષામાં કહીએ તો 'પુરાણ' છે. ગુજરાતના નાથમાં કલાવિધાનનો રવિ મધ્યાહ્ને છે. હવે આપણે ગુજરાતના નાથના વસ્તુ-ગુંફનના કલાવિધાન તરફ વળીએ.

× × × ×

## વસ્તુ-ગુંફન અને કલાવિધાન.

ત્રિભુવનપાળનો સંદેશો લઇ કાક પાટણ આવ્યો. ઉબક-અવંતીનો સેનાપતિ-પાટણ ઉપર ચઢી આવ્યો છે. મીનળ-મુંજાલ બાળરાજાને લઇ જાત્રાએ ગયાં છે. પાટણ શાન્તુ મહેતાને સોંપેલું છે. ઉબક ચઢી આવ્યો એટલે શાન્તુ મહેતા વાણિયા વિદ્યા વાપરી સમાધાન કરવા ગયા. પાટણ સજ્જન મંત્રીને સોંપ્યું. પાટણ ઉપર આવેલી આફતને લીધે પાટણના દરવાજા રાત્રે બંધ રહેતા. એટલે રાત્રે આવનાર માણસોને બ્હાર સરસ્વતીને તીરે પડી રહેવું પડતું. આમ હોવાથી આપણને બે વ્યક્તિઓ કાક અને કૃષ્ણદેવ શરૂઆતમાં વાતો કરતી જણાય છે. કૃષ્ણદેવ પાટણનો વિરોધી લાગે છે. બધાં શાંત નિદ્રાના ખોળામાં લપાઇ જાય છે એટલે બીજી બે વ્યક્તિઓ ઝાડ ઓથે બેઠેલી-રાતની શાંતીમાં કાયદાનો ભંગ કરી નદી ઓળંગે છે. કાક તેમની પાછળ પડે છે. કાક જાણે છે કે મુંજાલ અને જયદેવ પાટણની આફત જાણી યાત્રા અધુરી મૂકી પાછા ફર્યા છે. આમ કાક પહેલી તકે મુંજાલને મળે છે.

કૃષ્ણદેવને આ બાબતની ખબર પડતી નથી. કાક અને કૃષ્ણદેવ વાર્ત્તાલાપે ચઢે છે. અંતે કૃષ્ણદેવનું વ્યકિતત્વ સ્પષ્ટ જણાય છે; પાટણનો તે દુશ્મન છે, વેરી છે એમ આપણને ભાસે છે. શહેરમાં પેસતાં ગ્રંથકર્ત્તા વિશાળદેવ ને કાકને મિત્ર બનાવે છે.

સંદેશો લઇ કાક રાજગઢ કહેવા જાય છે. મંત્રીમંડળ વિચાર કરતું બેઠું છે. બાળરાજા શાંતુ મહેતા ઉપર ખીજાયેલા છે. ત્રિભુવનપાળનો પત્ર કાકની રાજાને ભલામણ કરે છે. બધાના ગયા બાદ કાકને રાજા બોલાવે છે અને ત્યાંથી તેનું વ્યકિતત્વ સ્પષ્ટ જણાય છે. શાંતુ મહેતાએ ભૂલ નથી કરી તે સ્પષ્ટ તેને બતાવે છે. રા' નવઘણના માણસો પાટણની સીમામાં રખડે છે. રા' નવઘણનો પાટણને વધારે ભય છે. ઉદાએ નફટાઇ વાપરી લશ્કર આપવા ના પાડી. ત્રિભુવનપાળનું લશ્કર લાટથી આવી ઉબક સામું જાય. શાન્તુ મહેતા ઉબક સામે લડાઇ જાહેર કરે તો પાટણને સાચવનાર કોણ, અને આ તકનો લાભ લઇ રા' નવઘણ પાટણને તોડે; વાર્તાકાર આમ આખો પટ આપણી સમક્ષ પાથરી દે છે. અને વાર્ત્તાકાર એકદમ ન કહેતાં ધીમે ધીમે બધાનો ઉકેલ આપે છે; અને જણાવે છે કે હાલ મુખ્ય વસ્તુ જે હાથ પર લેવાનું છે તે ઉબક સંબન્ધી નહિ પણ ઉદો અને રા' નવઘણ સંબન્ધી.

આમ કલાકર રસમાં જરા પણ ક્ષતિ લાવ્યા વિના કાર્યપ્રદેશ પાટણમાંથી બદલે છે. રા' નવઘણને થાપ આપવા કાક કૃષ્ણદેવે મોકલેલો વિશાળ સાથેનો સંદેશો યુક્તિથી જાણી લે છે. કાક અને વિશાળ બે પહેલે દિવસે મિત્ર થયા હતા તેનો લાભ લઇ કાક તેને વિજ્યાદેવીનું શરણ લેવડાવે છે., આમ પાટણના ધણીની મહત્ત્વાકાંક્ષાને પોષી, મુંજાલને ગૌણપદે મૂકી, કાકના વ્યકિતત્વને આપણો કલાકર આગળ ધરે છે. કલાકર જે જે પ્રસંગો ઉમેરે છે તે બધાનો વાર્ત્તા સાથે સંબન્ધ છે વિશાળે પહેલે દિવસે કાકને ઓળખ્યો ન હોત તો કાક અને વિશાળ મિત્ર ન બનત. તેમને

વિજ્યા ભેગા બેસી પીવાનો વખત ન આવત, અને પરિણામે જાણેલો સંદેશ જાણવા ના પામત; રા' નવઘણને હરાવી ન શકત.

વાર્ત્તાનો પ્રાણ કાક ત્યાંથી સંદેશ લઇ ત્રિભુવનપાળને રા' નવઘણ સામા જવાનું કહી, ઉદાને નફ્ટાઇની શિક્ષા કરવાનાં સાધનો લેવા ખંભાત જાય છે. રસ્તામાં કાકને ખતીબ મળે છે. કાકને રાહ જોવી પડતી નથી. વાચકને એકદમ ખબર પડે છે કે આમાં આપણો નાયક ફતેહ મેળવશે. ખતીબને ઉદાએ ઘરબાર વિનાનો કર્યો છે. ખંભાતની જૈનેતર પ્રજા આમ રીબાય છે. પાટણના પતિને આની ખબર નથી. મારવાડી મંત્રી સત્તાનો દુરૂપયોગ કરે છે, ધર્મને પ્રથમ સ્થાન આપે છે. આટલું જ કાકને માટે બસ હતું. કાક ખંભાતમાં પેસે છે. ખંભાતના પતિનાં માણસો ખતીબને દેખી તેને પકડવા દોડે છે, કાક તેની ઢાલ બને છે, અને તોફાનમાં ઉતરે છે. કાક પોતાનું બાહુબળ બતાવી છાપ પાડતો, શકનો માર્યો આશ્રય લેવા જાય છે. જે ઘેર તે જાય છે તે જ ઘરમાં દામુ ડોસા તેને મળે છે.

ઉદો દામુ ડોસાના છોકરાને મુંડવા બેઠો છે. કાક સમજી જાય છે અને ચાગાને છોડાવવાનું વચન આપે છે. આમ કલાકર ધીમે ધીમે આપણી વાર્ત્તાની રાણીને આપણી સમક્ષ લાવવા નવો દોરો હાથમાં લે છે. આપણને એક પણ પ્રસંગ સંબન્ધ વિનાનો લાગતો નથી. કાક ખંભાતમાં કોઇને ઓળખતો નથી. આખું ય ખંભાત ઉદાની ધાકે ખતીબને આશ્રય આપવા તૈયાર નથી. કાકને બળજોરીથી તેવા આશ્રય લેવાનો છે. અને હાથે આવતાં પહેલું જ મકાન તે પકડે છે, ઉઘડાવે છે અને પરિણામે દામુ ડોસા હાથ લાગે છે. આમ વાર્ત્તામાં નવો રસ ઉત્પન્ન થાય છે. કલાકર દરેકે દરેક સાંધા જોડતાં ધ્યાન આપે છે. જે જે પ્રસંગો તે યોજે છે તે બધા ય વાર્ત્તાના વસ્તુગુંફનમાં દઢ અને શૃંખલીત બને છે.

ઉદો કાકને પોતાને આવાસે અતિથી તરિકે તિલકને મોકલી આમંત્રે છે, અને ત્યાંથી રાત્રે કાક તિલકને ઉંઘતો મૂકી ચાંગાને છોડાવવા ભીંત ઉપર ચઢી વસહીકામાં ગયો. ચાંગાએ આવવાની ના પાડી. કાકે દબાણ ન કર્યું. પાછા ફરતાં કાકે સુમધુર કંઠનો સ્વર સાંભળ્યો. તે સ્વરમાં સંસ્કારિતા, મૃદુતા, દુઃખમયતા, મરતાંના પ્રાણ થંભાવે એવા ભાવ હતા. કાક થંભ્યો. છોકરી કાં તો ઉદાને સ્વીકારે કે કાં તો દીક્ષા લે એમ માતાનો આદેશ હતો. સૃષ્ટિના સર્જન કાળથી પુનિત એવું બ્રહ્મનિષ્ટ વેદમૂર્તિઓનું લોહી કલંકિત કરે તેવી તે યુવતી ન હતી. છોકરીનું અભિમાન ભલભલા પુરૂષોને ડરાવે તેવું હતું. વાર્તાકારે ઉભું કરેલું પાત્ર સંયોગો જોતાં કાક શું પણ કોઇ તેને આ દુઃખમાંથી છૂટકો આપે તેવી વ્યક્તિ સાથે તે જવા તૈયારજ થાય. તેને તો તેના બાપ, વર્ણ અને ધર્મનું અભિમાન જાળવવું છે. કાકે ઓરડાનું બારણું ઉઘાડયું, પોતાનો નિશ્ચય જણાવ્યો અને છોકરીને લઇ બહાર નિકળ્યો. કલાકરે દામુ ડોસાના પ્રસંગથી હાથમાં લીધેલા દોરો વધારે સબળ બનાવ્યો. ઉદાના ક્રોધમાં ઉમેરો કર્યો. તેમનાં વેર વધ્યાં. પાટણના પતિને આપવાનાં સાધનો કાકને જડતાં ગયાં. આમ આપણો ગ્રંથકાર નવા નવા પ્રસંગો યોજતો જ જાય છે. તેની કલમમાં વેગ છે, રસ છે. કાક મંજરીને લઇ દરવાજે આવે છે ત્યારે ખતીબ નહોતો. ઉદાએ તેને કેદ કર્યો હતો, અને કાકની બાજી સ્હેજ ઉંધી વાળી.

ગર્વિષ્ટ મંજરી કાકને એકદમ નમતું આપે તેમ નથી. પહેલે દર્શને કાંઇ પ્રણય નથી બંધાતો, તેમ આપણી મંજરી પણ કાકે તેને છોડાવી માટે પોતાનું હૃદય આપવું જ જોઇએ તેમ નથી માનતી. કનૈયાલાલ આ બહુ જ **Realistic** તત્ત્વ શેકસ્પીઅરની જેમ વાપરે છે અને તેમાં **Romance** ના તત્ત્વો ઉમેરે છે. ખંભાતના અખાતમાં થઇ પસાર થતું આ અભિમાની યુગલનો હૃદય સંબન્ધ જોડાવાની બહુ વાર છે એમ લાગે છે. આ વાર્ત્તાના વસ્તુમાં ઉદાની

પડતીનાં સાધનો એક પછી એક ઉભાં થાય છે; આપણે શુષ્ક ઇતિહાસનાં પાના ઉથલાવતાં નથી.

કાક ખંભાત ગયો ત્યારે કર્ણાવતીથી ત્રિભુવનને રા' નવઘણને પકડવાનું કહી ગયેલો. ત્રિભવન ત્યાં ગયો હતો. કાક ખંભાતથી કર્ણાવતી આવ્યો. પોતાના મનોરાજ્યમાં રમતી મંજરીને દાદકને ત્યાં મૂકી કાક ત્રિભુવન ગયો હતો તે દિશામાં ગયો. વાર્તાકાર રહેજ પણ સમય ખોયા વિના એક પછી એક પ્રસંગો લઇ તેમને એકએક સાથે જોડે છે

ત્રિભુવન રા'ની પાછળ પડે છે. રસ્તામાં કાક મળે છે. રા' હાથમાં આવે છે અને જાય છે. અચાનક ત્રિભુવનનો ઘોડો અથડાયો, ત્રિભુવન નીચે પડયો; કાક જો ત્રિભુવનને આવી ન મળ્યો હોત અને મંજરીને લઇ બારોબાર પાટણ ગયો હોત તો રા' હાથમાંથી જાત. નવલનો પિતા કાકને વખતસર લાવે છે અને તે તેની પાછળ પડે છે, છેવટે તે સપડાય છે. વાર્તાનો પ્રવાહ ચાલુ જ રહે છે. તેની ગતિ બંધ થતી નથી. કાક રાંને લઇ જાય છે. રસ્તામાં પરશુરામ મળે છે. તે બેને કેદ કરે છે. રા' નવઘણના ક્રોધનો પાર નથી. તે ક્રોધ કોઇ દિવસ ભભુકી નીકળશે એમ લાગે છે.

કાક ને રા' ને પરશુરામ કેદ કરે છે. રાત્રે છાવણીમાં પુરૂપ વેષે આવેલી લક્ષ્મી દેવી તેને છોડાવી ત્રિભુવનની શોધમાં જાય છે. વાર્તાકાર એક પણ વસ્તુ નકામી ઉમેરતો નથી. જે પ્રસંગો તે યોજે છે તેને દુનીઆની રીત પ્રમાણેનાં ફળો ( Retribution-nemesis ) મળે છે, તે વિધિ ઉપર કશું નાંખતો નથી. બધા પ્રસંગો માણસના ઉભા કરેલા જ આવે છે. ખંભાતમાં થયેલાં રમખાણને ઉંદો પલટો આપે છે અને મહારાજને ફરિયાદ કરે છે. જયદેવ ક્રોધે ભરાય છે અને કાકને કેદ કરવા સખત હુકમ દે છે. ત્રિભુવન સમજાવે છે. અને કાક છૂટો થાય છે. ખતીબ તેના હાથમાંથી ગયો તેનું આ પરિણામ

હતું. કનૈયાલાલ વસ્તુ સંકલના શિથીલ ન બને માટે દરેકે દરેક વસ્તુ પ્રસંગ ઉપર ધ્યાન આપે છે, પછી તે ભલે તે નાની હો વા મોટી. ખતીબને નસાડયો તે પ્રસંગે ઉદાને તક આપી અને કાક વિરૂદ્ધ પાટણમાં વાતાવરણ ઉભું કર્યું.

કાકે ફેરવેલા સંદેશને પરિણામે રા' પકડાયો, તેને માફી માગવી પડી અને શાંતુ મહેતા સમાધાન કરી ઉબકને લઇ પાટણ આવવા નિકળી ગયા હતા. આમ ઉદા સિવાયનાં બધાં કામો પત્યાં જેવાં થયાં.

ફાગણ સુદ તેરસની સવારે ઉબકને લઇ શાંતુ મહેતા આવ્યા, ઉબક સાથે કીર્તિદેવ છે. ઉબકને લઇ રાજ્યના સ્તંભો મુંજાલ, ત્રિભુવન, કાક શહેરમાં ગયા. ઉદાએ કાકને જોયો અને તેનાં લોચનોમાંથી અગ્નિ ઝર્યા. કલાકર સ્હેજ ઇસારો કરી આગળ વેગભર થાના પ્રસંગોની ઝાંખી કરાવે છે. નવા પ્રસગો યોજે છે અને વસ્તુને નરમ પડવા દેતા નથી. કીર્તિદેવ દંડનાયક સાથે વાત કરે છે; તેના વિચારો ગૌરવ ભર્યા હતા. તે આર્યાવર્ત માટે જીવતો હતો, મુંજાલ પાટણ માટે જીવતો હતો. આમ એ એક એકથી વિરૂદ્ધ ભયંકર મૂર્તિઓ હતી. વાર્તાકાર આ પાત્રને પટ ઉપર લાવતાં નવો ધડાકો કરે છે, અને આપણે કબુલ કરવું પડે છે કે કીર્તિદેવને ભયંકર પ્રસંગોમાંથી પસાર થવું પડશે. આમ કલાકર વસ્તુમાં રસ રેડતો જાય છે, અને તેમાં નવા પ્રસંગો ઉમેરી વાચકને રસબદ્ધ રાખે છે.

કર્ણાવતીથી મંજરી આવી કાશ્મીરાને ત્યાં હતી. કાક તેને મળવા ઉત્સુક હતો. કાકની મનોદશા જ્યારે આવી હતી તેવે વખતે ડુંગર તેને બોલાવવા આવે છે. મંડલેશ્વરની રજા લીધા વિના પ્રિય સહચરીને મળવા જાય તેમાં નવાઇ નહી. વેર તરસ્યો ઉદો તેને કેદ કરાવે છે.

આપણે જોયું કે જયદેવને સંધી ગમતી નહોતી. તેના હૃદયમાં ક્રોધ હતો, ઝનુન હતું. ઉબકે અવંતીનાથનો સંદેશો કહ્યો, "અવંતી

નાથ તેની પુત્રી જયદેવને આપે છે." જયદેવ સંતોષ પામ્યો. મુંજાલે કહ્યું, "મહારાજ પુર્ણિમાને દિવસે જવાબ આપશે." મુંજાલ અને મંત્રીમંડળ આથી વિરૂદ્ધ હતા. મુંજાલની આંખો કીર્તિદેવ ઉપર હતી. તેનું કાર્ય કાક કરે તેવો હતો. મુંજાલે કાકની તપાસ કરાવી પણ પતો ન ખાધો. મુંજાલ મીનળ પાસે ગયો અને જયદેવ માગું ન સ્વીકારે તેમ જયદેવને સમજાવવા કહ્યું. અવંતીનાથને છોકરાં જ ન હતાં, આ તો ભાઇની દિકરીનું માગું લાગે છે. રાણી મુંજાલને કાશ્મીરાની સલાહ પ્રમાણે પરણાવવાનો વિચાર કરે છે. વાર્તાકાર આમ મુંજાલ માટે નવો પ્રસંગ યોજી કાંઇ નવો જ રસ રેડે છે. મુંજાલના હૃદયમાં નિર્જનતા પ્રસરવા માંડી હતી. તે અટુલો એક સ્તંભી મહેલનો રહેવાસી હતો. બધાથી ઉંચો પણ એ ઉંચાઇ એ જ એનું કારાગ્રહ; આવા મુંજાલને ગોઠીઓ જોઇએ. તે આપવા મીનળ–કાશ્મીરા તૈયાર થયાં; અને આપણી વાર્તામાં નવો રસ જામશે એમ ચોકખું દેખાય છે. તોફાની પ્રસન્ન–હાલની કાશ્મીરાને આવું બહુ ગમે છે.

કાશ્મીરા ગજાનન પંડિતને ત્યાં મુંજાલને પરણવાનો યોગ છે કે કેમ તે પૂછવા જાય છે. યોગ છે કહી કન્યાનું નામ પણ કાનમાં કહે છે. કાશ્મીરા કાક માટે મંજરીનું માગું કરે છે. પંડિત હા ના કરે છે, એટલામાં મંજરી હાંફતી દોડતી આવે છે. રસ્તામાં મંજરીએ ઉદાને જોયો. ઉદાએ મંજરીને જોઇ મંજરી ગભરાઇ ગઇ. કાશ્મીરા તેને લઇ જાય છે અને પંડિત તથા કાશ્મીરા નિશ્ચયપર આવે છે કે તે ભયંકર વ્યકિતથી બચાવવા મંજરીને કોઇ સાથે પરણ્યેજ છૂટકો. આમ આપણો વાર્ત્તાનો કર્ત્તા પ્રસંગો ઉભા કરી મંજરીના ઉપર આડકતરી રીતે કાકને પરણવાનું દબાણ કરે છે. વસ્તુસંકલના શિથીલ ન થાય માટે આ પ્રસંગમાં એવું એક પણ અદ્ભુત તત્ત્વ નથી લાવતો કે જેથી એકદમ મંજરી કાકને પરણે. મંજરીને ઉદાથી છૂટા થવું હોય તો કાકને પરણવું જ જોઇએ.

કાકે તેને બે વખત બચાવી, કાકે તેને માટે દુ:ખો વેઠયાં, આમ જાણે અજાણ્યે કાકના ભાગ્યનો રવિ પ્રસંગોને આધીન થઇ તપતો જાય છે. કાશ્મીરા મંજરીને લઇને ગઇ.

ત્રિભુવને કાકને ન દીઠો એટલે જયદેવ પાસે તપાસ કરવા ગયો. જયદેવ પાસે કાકને છોડાવ્યો. જયદેવ મહત્ત્વાકાંક્ષિ હતો પણ બીજાના બળે તે ઝૂઝતો હતો. ત્રિભુવન આગળ તે નબળો જણાયો. ખંભાતનો પ્રસંગ ત્રિભુવને કહ્યો અને ઉદો સાવ જૂઠો છે એમ જણાવ્યું. "કાકમાં ઊંડી પહોંચ છે. તેને તમારી સોડમાં રાખો." આમ કાક આ પ્રસંગને લીધે રાજાની નજદીક આવ્યો. કલાકર ધીમે ધીમે પોતાનું કાર્ય કરતો જ જાય છે. તે કાર્ય કરવામાં તેને સ્હેજ પણ ઊણપ રાખતી નથી. આમ ઉદાના દહાડા ભરાઇ ગયા છે એમ દેખાય છે.

કાક છૂટીને આવ્યો. રાજાને છેલ્લો મળ્યો ત્યારે ત્રણ મુશ્કેલીઓ હતી; રા', ઉદો અને ઉબકની. બે મટી એક છેલ્લી બાકી હતી. કાકને જ્યારે આવવું હોય ત્યારે આવવાની રજા મળી. ત્રિભુવન અને કાક ત્યાંથી રજા લઇ ચાલ્યા. રસ્તામાં મુંજાલ મહાઅમાત્ય મળ્યા. ત્રિભુવન મીનળ પાસે ગયો. મુંજાલ કાકને બોલાવી કીર્તિદેવની ખબર રાખવા કહે છે. આમ કાક બધાના હૈયામાં વસ્યો. કીર્તિદેવનો હેતુ અવંતી અને પાટણનો સંધી સંબન્ધ સબળ અને સદાનો બને તેમ હતો. મુંજાલને આ ગમતું ન હતું, તેને એક ચક્રે રાજ્ય કરવું હતું.

ત્રિભુવન ને કાક ત્રિભુવનને મહેલે આવ્યા. કાશ્મીરાએ મંજરીને પરણવા કહ્યું. કાકનું નામ દીધું. મંજરીએ સાફ ના પાડી. તેના નાથ ઘણા હતા. તેના પતિઓ "**कालाग्निमिव दुःसहम्**" અને "**कैलासमिव दुर्धर्ष**"! હતા. કાકે આ સાંભળ્યું અને તેવું થવા પ્રયત્નો આદરીશ એમ નિશ્ચય કર્યો.

ઉબક અને સજ્જન મહેતા મળે છે. સજ્જન કીર્તિદેવ કોનો છોકરો તે જાણે છે પણ કહેવા ના પાડે છે. કીર્તિદેવ તે જાણ્યા

વિના અધૂરો છે તેની અભિલાષા થોડા જાણે છે. આમ નવલકથાકાર ધીમે ધીમે કીર્તિદેવને તેની કથામાં ગૂંથે છે; કીર્તિદેવ, કાક અને કૃષ્ણદેવ મળે છે. કાક ને કીર્તિદેવ મિત્ર બને છે કીર્તિદેવ સજ્જન મહેતા સાથે પરમારને મળવા ગયો.

કાક સજ્જન મહેતાને ત્યાંથી બારોટને રાજ્યદરબારમાં રાજાનાં વખાણ કરવા કહી રા'ને મારનાર અને પકડનાર જયદેવ હતો એમ કહી મોડી રાતે ત્યાંથી જાય છે. રસ્તામાં મંજરીને લઇ જતા ઉદાના માણસો મળે છે, કાક તેની પાછળ જાય છે. કાકને આમાંના કશાની ખબર ન હતી. રાજાનું કામ કરવા ગયેલો કાક પાછો ફરતાં દુનિયામાં બને છે તેવો પ્રસંગ અનુભવે છે. અને મંજરીને કીર્તિદેવની સહાયથી–તે અત્યારે પોતાનું કુળ જાણવા જતો હતો–છોડાવે છે. આમ બીજા પ્રસંગ આવે છે, અને કાક મંજરીમાં પ્રસંગવશાત્ વ્યવહારિક સંબન્ધ વધે છે. મંજરીને મૂકી કાક ને કીર્તિદેવ હિંગરાજ ચાચરને ઓવારે જાય છે. કીર્તિદેવને યોગીની ચૌદશનો વાયદો કરે છે. આટલુંજ વાર્તામાં અદ્ભુત તત્ત્વ.

આ આપણા પ્રકરણોમાં રહેલુ વસ્તુ–ગુંફન. બાકીના પ્રસંગોમાં એકદમ દોડીશું.—

" મને પરણ્યા પછી મારા દાદાને ઘેર મૂકી આવજો ", એમ કહી પ્રસંગોને આધીન થઇ મંજરી કાકને પરણવા તૈયાર થાય છે.

જયદેવને મીનળે આવી સત્તામાં સૂત્રો સંભળાવ્યાં. તે સૂત્રો એવી સચોટ રીતે સંભળાવ્યાં કે તે મહત્ત્વાકાંક્ષી પુરૂષમાં જડ ઘાલે. કાકને છોડાવતા ત્રિભુવને કહેલી સલાહ તેને યાદ આવી. તેને બુદ્ધિશાળીને સોડમાં રાખવાની જરૂર જણાઈ. કોઇપણ પ્રકારે પ્રતાપનાં બીજ રોપવાં. બુદ્ધિશાળી કાક જણાયો. આમ જાણે અજાણે કાક પ્રસંગવશાત્ રાજાનો માનીતો બન્યો. ઉદાએ તેની ખંભાતની પ્રજાને રંજાડી હતી. પ્રજાને ન્યાય આપવા તેણે નિશ્ચય કર્યો. રાજાની પ્રતિષ્ઠા બેસાડવા કાકે રાજદરબારને તે દિવસે પૂર દબદબાથી ભરવા સૂચન

કર્યું. ઉબકને તેના તેજથી આંજવો હતો, ઉદાને ધૂળ ફકાવવી હતી. આ બધુ ય બુદ્ધિશાળી કરી શકયો. પ્રસંગો તેને અનુકૂળ મળ્યા; કાકને રાજાએ એક કામ સોંપ્યું. કાક તે કામ કરવા ગયો, પણ મહેતાનાં માણસો તેને મારવા ઉભા છે એમ કૃષ્ણે કહ્યું તેથી તે કામ કૃષ્ણને સોંપી, તેણે ખાત્રી કરી ઘર તરફ પ્રયાણ કર્યું આ કામ કૃષ્ણને સોંપવામાં તેણે મોટી ભૂલ કરી હતી. આ નાનું સરખું કામ ભવિષ્યમાં મહાભયંકર દાવાનળ પ્રગટાવશે તેનું તેને ભાન ન હતું. અજાણતાં થયું, અને લ્હેરી કૃષ્ણે તેનો લાભ લીધો. વાર્તાકારે પ્રસંગ યોજી ભાવિના પાયા નાખ્યા. તેને તો એવું કરવું છે કે જેને જનસ્વભાવ સારી રીતે સમજી શકે,

પૂર્ણિમાને દિવસે રાજ્યસભા ભરાઇ. કલાકરે યોજેલા પ્રસંગોને અનુસરી તેનું પરિણામ આવ્યું. ઉદાનું નાક ભર સભામાં ખતી અને હાજર કરી કાપ્યું. રાજાએ પ્રજાને ન્યાય આપ્યો. ઉબકને અવંતિનાથની કન્યા સ્વીકારવાની ના પાડી. કાક ભટ્ટરાજ બન્યો. આમ કલાકરની કલાનું પરિણામ જોઇએ તેવું અને ધારેલું જ આવ્યું. કલાકરે યોજેલા પ્રસંગો ઉપરથી આપણને આ સ્પષ્ટ લાગતું હતું. આ પરિણામ લાવવામાં બાળરાજાને વાચક કાંઇ કહી શકે જ નહિ. પ્રસંગોએ જયદેવને ઘડયો હતો. પ્રસંગો એવા હતા કે તેનું પરિણામ આના કરતાં સારૂં આવે જ નહિ. એકપણ પ્રસંગ નકામો—ઔચિત્યવિનાનો (irrelevant) આપણે બતાવી શકીએ તેમ નથી. કીર્તિદેવ નિરાશ થયો.

કીર્તિદેવે મુંજાલને મળવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાનો નિશ્ચય કૃષ્ણદેવ, કાક અને વિશળને જણાવ્યો. અને છેલ્લો નિશ્ચય મુંજાલ ન માને તો રાત્રે બધાએ ભેગા થવું. આમ નિશ્ચય કરી વિખૂટા પડે છે. કીર્તિદેવ ભયંકર છે એ આપણને સ્પષ્ટ જણાય છે.

કાક અને મંજરી પરણે છે. કીર્તિદેવ મુંજાલને મળે છે. મહા અમાત્ય તેને સાફ સાફ સુણાવે છેઃ અવંતી અને પાટણના સંધી તે

કાયમને માટે બાંધી શકે તેમ નથી; અને કીર્તિદેવે પાટણ છોડી ચાલ્યા જવું. મુંજાલ સખ્તાઇથી તેની સાથે વાત કરે છે "ઇકોતેર પેઢી તારે એવો કીર્તિદેવ" કોણ હતો તે ચતુરાઇથી કલાકર ભાવિની કૂખમાં રહેવા દે છે.

મુંજાલ રાણી પાસે જાય છે. કીર્તિદેવને કેદ કરી કાવત્રાબાજોને હું જાઇશ. રાતના આનંદરાત્રિનો કડવો અનુભવ સહન કરી મંજરીને જુનાગઢ મૂકી આવવાનું કહી કાક તે ટોળીને મળે છે. જાણે અજાણે આનંદરાત્રિથી ઉભા થયેલા પ્રસંગને લીધે તે જુનાગઢ જશે અને નવુંજ વાતાવરણ જામશે. કાવત્રાંબાજોની ટોળીમાં કીર્તિદેવ નથી. બધા મળે છે. કાક ત્યાં ઝળકે છે. કાશ્મીરા, મંજરી, મુંજાલ, ત્રિભુવન, ઉદો, દરેક ત્યાં આવ્યા હતા. કાકના શબ્દોનો અકલ્પ્ય પ્રતાપ બધાએ અનુભવ્યો. મંજરીના હૃદયમાં એક અમીનું બિંદુ પડયું. આમ કલાનાયક અત્યાર સુધી એકાકી વહેતા અને પટ ફાટતા તેના માનસિક પ્રવાહને ધીમે ધીમે ઊંડા અને સબળ બનાવી એક એવા નવા ચીલે થઇ લઇ જાય છે કે જ્યાં મંજરી કાકને ચ્હાતી થાય. કલાકરને કશું અજુગતું કરવું નથી. એમને તો પ્રસંગવશાત્ થાય તે કરવું છે. કલાનાયક ધીમે ધીમે ક્રમ બદલે છે. આ પ્રસંગે જ કૃષ્ણદેવ ઉઘાડો પડે છે, અને તે ખેંગાર છે એમ કાક જાણે છે. કાવત્રાબાજના પ્રસંગનું પરિણામ ઉદો મંજરીને લઇ ગયો તેમાં આવ્યું. આમ વાર્તાકારે વાર્તાનો પ્રવાહ સ્ખલિત થાય ત્યાર-પહેલાં ચાલુ કર્યો. મુંજાલ સ્મરણ સૃષ્ટીમાં મહાલવા લાગ્યો, જે સ્થળે મુંજાલ ફુલકુંવર સાથે રમ્યો હતો તે સ્થળ પણ અસ્થાને નથી. પાછલાં સ્મરણો દરેકને તાજા થાય. તે જળકુંડ જ્યાં તેણે ખેલો ખેલેલા તે સાંભળ્યા અને ત્યાં ગયો. કલાકર એક પછી એક કેવા પ્રસંગો જોડે છે! પોતાનાં સ્મરણો યાદ આવવાથી મુંજાલ આવ્યો, અને તેનું પરિણામ જુદું આવ્યું. મુંજાલે સોમ–કૃષ્ણના ઇશારા દીઠા. કૃષ્ણદેવ તેને લઇ જવા ઉભો હતો. સોમે તેને ખેંગાર

છે એમ જાણ્યું, જુનાગઢ જવા ના પાડી. ખેંગારે જુલમ કર્યો અને મુંજાલે તેને બચાવી. આમ જળકુંડ તરફ ધસતો આપણો મુંજાલ નવુંજ પ્રકરણ આરંભે છે.

ઉદો મંજરીને લઇ ગયો. મુંજાલ કીર્તિદેવને જે ભોંયરામાં કેદ કર્યો હતો તેજ ભોંયરામાં મંજરીને કેદ કરે છે. આમ બે મહાન્ પાત્રોને એક જ સ્થળે પ્રસંગવશાત્ ભેગાં કરી આપણા કનૈયાલાલ ઓર રંગ નવલને આપે છે. કાક મંજરીની શોધમાં જાય છે. મુંજાલની જાગેલી સ્મરણ સૃષ્ટિ અને કાસ્મીરાએ ઉભું કરેલું સોમ સામેનું પ્રકરણ મીનળ પાસે જ્યારે મહા અમાત્ય જાય છે ત્યારે તે બોલે છે, તેને કાંઇક સમજાવે છે.

કેદ થયેલી બે વ્યકિતઓ એક બીજા સાથે વાત કરે છે. કીર્તિદેવને કાક અજબ શકિતઓથી ભરેલો પુરૂષ લાગ્યો. મંજરીને તેવો મળ્યો તેથી તેને ધન્યવાદ છે. આમ કાવત્રાબાજથી શરૂ થએલું પ્રકરણ વિશાળ બને છે અને મંજરીના હૃદયની વિશાળતા કાક પ્રત્યે વધે છે.

કાકને મંજરી ભોંયરામાં કેદ છે તેની ખબર પડે છે. કાક મંજરી પાસે જાય છે. કાક ખાલી હાથે પાછા ફરે છે, વાર્ત્તાકાર કર્કસૂરિની વૃદ્ધ હરણીની વાર્ત્તા કહી રા' નવઘણ માંદો છે અને ખેંગારે ત્યાં જવું જોઇએ તેનું સૂચન કરે છે. કાક મુંજાલ પાસે રજા લેવા જાય છે. કાકને મુંજાલ જુનાગઢનું કામ સોંપે છે. ખેંગાર ગાદીએ ન આવે તેમ કરવા કાકને કહે છે. પછી કાક કીર્તિદેવને છોડાવવા જાય છે. કીર્તિદેવ યોગીનીએ કહેલી ચૌદશ સંભારે છે. કીર્તિદેવ કાકને કાળભૈરવ પાસેથી તે જાણી આવવા કહે છે. કાક એકલો પાછો જાય છે, બીજી બાજુ મુંજાલ વિહારી દ્વારા જાણે છે કે કાક કેદીને છોડવા પ્રયત્નો કરે છે. તે ખડ્ગને જમૈયો લઇ જાય છે અને મુંજાલ કેદીઓના આવાસે જવા નિકળે છે. આમ મુંજાલ પ્રસંગવશાત્ બહાર નીકળે છે અને

કોઇ બે નવી વ્યકિતઓને દેખે છે. તે સોમ અને ખેંગાર હતાં. સોમને જાણે પોતાને નાસી જતી રોકવા માટે મૂર્તિમાન પાટણ અહીંઆ આવ્યું હોય એમ લાગ્યું. સોમમાં પાટણ માટે અભિમાન હતું કલાકર તે અભિમાનને પોષવાનો પ્રસંગ યોજે છે. મુંજાલ આવે છે, ખેંગાર તરવાર ઉગામે છે. મુંજાલ એટલે પાટણ એક નહીં, એમ વિચારી મુંજાલને–પાટણને બચાવા મુંજાલને બચાવ્યો. સોમ પડી, મુંજાલ બચ્યો, અને કાશ્મીરા–મીનળના પ્રયત્નો મુંજાલે એમ ફળતા અટકાવ્યા. કથાકારને આ પ્રસંગ લાવવો હતો. એકલો અટુલો મુંજાલ રહેશે એમ સ્પષ્ટ જણાય છે. સોમને અપસરામાં લઇ ગયો. ત્યાંથી મહા અમાત્ય કેદીઓના આવાસે આવે છે, કાકનાં દોરડાં કાપી નાખે છે. માણસો પકડવા કહે છે. મહા અમાત્યે ધાર્યું કે કાક કીર્તિદેવને છોડાવશે અને તેની ધારણાઓ ફળીભુત નહી થાય. તે કીર્તિદેવનો અંત લાવવા દોડે છે. આ બાજુ કાક, કાળભૈરવ પાસેથી કુળ જાણી આવે છે, દોરડાં કાપેલાં જુએ છે, કેદ બને છે. કાકને લઇ સુરપાળ આવેછે. કીર્તિદેવનું લોહી રેડવા તલસી રહેલા મુંજાલને કાકની 'ખબરદારની' ગર્જના કર્ણે પડે છે, તે કાકને જુએ છે. તેના ક્રોધાગ્નિમાં ઘી હોમાય છે. મુંજાલે તરવાર ઉગામી, મંજરી કુદી, કાકની કોટે વળગી. મુંજાલ કાકને રાજ્યકેદી છોડાવનાર તરીકે કચરવા તૈયાર હતો. કાક મુંજાલને પોતાના વ્યક્તિત્વના ભારથી ડારવા તૈયાર છે, અને સાફ સાફ મુંજાલને કહે છે કે તમે ભૂતકાળના પણ હું તો ભવિષ્યનો પાટણની સત્તાનો પ્રતિનિધિ છું. કાકને પડતો મુકી મુંજાલ, સુરપાળને કીર્તિદેવ ઉપર ઘા કરવા કહે છે; મંત્રીને થોડો સમય થોભવા કહી કાક કીર્તિદેવને તેનું કુળ કહે છે. તેનો પિતા કહે છે મુંજાલનાં હાંજા ગગડાવે એવું કાક બોલે છે. "કુળ પ્રાગ્વાટ્ર છે, તેની નામના નવે ખંડ પ્રસરે છે. તમારા પિતા છે. સુવિખ્યાત–પણ–પણ બરી મારી, બ્હેન મારી, પુત્રને મારવા તલસી રહે એવા છે." કહી કાક મુંજાલ તરફ ફરી, "સુરપાળ હવે શિર-

છેદ કર" એમ કહે છે કલાકર ઝડપથી દોડતો, એક એક પ્રસંગોમાંથી કૂદતો, વાચકને તેની વસ્તુ ગુંથવાની જાદુકળાથી દોરતો એકદમ દોડતો આવી ધડાકો કરે છે. અને મુંજાલ અને વાચક દીંગ થાય છે. તેની સખતાઇને ગુસ્સો જતાં રહે છે. કીર્તિદેવને સમજ ન પડી. કીર્તિદેવ ફુલકુંવરનો દીકરો હતો. સ્મરણસૃષ્ટીમાં મુંજાલે તેને યાદ કરેલો. રાજગઢમાં બધાં ભેગાં થયાં, અને આમ વાર્તાકાર વાચક પણ પોતાની સ્મરણ શક્તિઓ ખૂએ ત્યારપહેલાં બધું ઉઘાડું કરે છે. મુંજાલે ઉદાને તેડવા ખંભાત માણસ મોકલ્યું. તેને પકડી લાવવા કહ્યું. વિકટ પ્રસંગોમાં થઈ પસાર થતાં કાકને જોઇ તેના પરાક્રમો જોઇ મંજરીનું હૃદય ઉભરાવા લાગ્યું. ગર્વિષ્ટ મંજરી નરમ થઇ. આનંદરાત્રિએ કાકને ધિક્કારનાર મંજરી પ્રસંગવશાત્ કાકની પુજારી બની; કાક ગર્વિષ્ટ બન્યો, બેદરકાર બન્યો.

ઉદો પાટણ આવ્યો. તેનો પરાજય થયો, અને મુંજાલ સમક્ષ ભોંઠો પડયો. કાક મંજરીને લઇ જુનાગઢ આવ્યો. રસ્તામાં મૃગયા રમવા ગયેલા મહારાજ મળ્યા. રાણક માટે તેઓએ મુકામ કર્યો હતો. મહત્ત્વનું નહી લાગેલું કામ પાટણના રાજાનું નાક કાપશે તે આપણને હવે જણાય છે. રાજા જયદેવને કાક જુઠો સંદેશો ઉભો કરી પાટણ મોકલે છે. પોતે રાણક ઉપરનો સંદેશો લઇ જાય છે. મંજરી સોમદત્ત જોડે જાય છે. દેવડાને ત્યાંથી કૃષ્ણદેવને-ખેંગાર-જતો જુએ. પાછળ જાય છે. બે મળે છે. મરતા નવઘણ પાસે આવે છે. ખેંગાર ચાર પ્રતિજ્ઞાઓ લે છે. તે પ્રતિજ્ઞા સફળ કરવા કાકને ઉશ્કેરે છે. મંજરીની ગભરામણનો પાર નથી. તે કાકની શોધ શરૂ કરે છે, ને છોડાવે છે. કાક મંજરીના ગર્વનો અંત લાવે છે. તે પ્રેમીયુગલ એકએકને ભેટે છે. રસ્તામાંથી ઘોડા લઇ તે જાય છે. જતાં ખેંગારને પહેલી પ્રતિજ્ઞા સફળ કરી આવતો મળે છે. રાણકને હરીને તે જાય છે. જયદેવનું-પાટણનું નાક કપાય છે, દેશળ અને વિશળની મદદથી પાટણનો દરવાજો તોડે છે, આમ સોરઠ સાથેનું

વેર વધે છે. સોમ ગુજરી જાય છે. મુંજાલ હવે એકલો રહેશે. કાકની સત્તા પણ વધે છે. ત્રિભુવનની ગેરહાજરીમાં લાટમાં વિગ્રહ ઉભો થયો. ત્રિભુવન ત્યાં જાય છે. રાજા કાકને મોકલી દે છે. રાણકને નસાડવામાં કાકનો હાથ તેને લાગે છે. કીર્તિદેવને અવંતી જવું છે. તે સમજાવ્યો સમજતો નથી. આમ આપણી કથામાં ત્રિભુવન, કાશ્મીરા, કાક, મંજરી અને કીર્તિદેવ પાટણ છોડે છે; અને એકલો અટુલો મહાઅમાત્ય તેમને જોઇ રહે છે. આપણી વાર્તાનું વસ્તુ પુરૂં થાય છે.

અથથી ઇતિ સુધીના પ્રસંગો આપણે જોયા. વાર્તાનો પ્રવાહ નાના નાના ઝરણોને મળતો, સબળ થતો આગળ વધે છે; વાચક એકી શ્વાસે તે પ્રવાહની સાથે દોડે છે. વસ્તુમાં આપણને સ્હેજ પણ શંકા થાય તેવું નથી.

ફક્ત એક જ પ્રસંગ આપણને ખુંચે છે. કીર્તિદેવને આપણી વાર્ત્તા સાથે શો સંબન્ધ? કીર્તિદેવ એક પણ રીતે આપણને મદદ રૂપ લાગતો નથી. તેને ગુજરાત અને તેના ઇતિહાસ સાથે સંબન્ધ નથી. તે વાર્તાના એક પણ પાત્રની ખીલવણીમાં મદદરૂપ બનતો નથી. કેવળ મુનશીની કલ્પનાનું તે પાત્ર છે. મંજરી જ્યારે વાર્તાના પાત્રો અને પ્રસંગો સાથે મળી જાય છે, ત્યારે કીર્તિદેવ મળે છે છતાં ય જુદો લાગે છે. તે મુંજાલનો પુત્ર છે એ જાણીને આપણે સંતોષ માનવાનો. તેનો સંદેશ ગુજરાત ઝીલે તેમ ન હતું. વીરરસનું પુતળું ખેંગાર પણ એ લે તેમ ન હતું. તેને તો સ્વાર્થ હતો. પાટણના ચુરા કરવા હતા. ગુજરાતના નાથ સાથે તો કીર્તિદેવને કાંઇ લેવા દેવા ય નથી. છતાં ય કલાકારે તેની કથાને એવી રીતે ગુંથી છે કે આપણને તે ખબર પડતી નથી. કીર્તિદેવની કથા આપણને આકર્ષે છે ખરી પણ વસ્તુ ગુંફનમાં તેની મદદની જરૂર જણાતી નથી. તેનાથી વસ્તુ સંકલના દૃઢ પણ નથી બનતી અને તે જાય તો શિથીલ પણ ન જ બને; આ ઉપર બહુ વિવેચન કર્યા સિવાય આપણે કહીશું કે વસ્તુ ગુંફન બહુ જ ઉત્તમ પ્રકારનું છે.

<u>પાત્રાલેખન</u>

હવે આપણે પાત્રાલેખન તરફ વળીએ.

આપણી વસ્તુ સંકલનાની તપાસને અંગે વાચકે જાણ્યું હશે કે આપણો વાર્તાકાર પાત્રોનાં લક્ષણો પ્રથમથીજ ઘડી નથી નાખતો. પ્રસંગવશાત્ પાત્રો જેમ જેમ દુનિયાની સફરે ચઢે છે તેમ તેમ તે કસાય છે; જેમ કસાય છે તેમ તેમનામાં નવા ગુણો ભરાય છે. તે પાત્રોનાં અમુક લક્ષણો બાંધે છે. પાત્રો અને પ્રસંગો આમ એક બીજા સાથે જોડાએલા રહે છે.

લાટનો યોદ્ધો પ્રસંગવશાત્ પાટણ આવે છે. જ્યારે તે પાટણમાં પેસે છે ત્યારે તેને ખબર નથી કે તેને કેવાં કાંટાભર્યાં ખેતરો ખેડવાં પડશે. જેમ જેમ તે ભટ તે ખેડતો જાય છે તેમ તેમ તેનો વિકાસ થતો જાય છે. તે કૈલાસ જેવો દુર્ધર્ષ બને છે, કાલાગ્નિ જેવો અસહ્ય બને છે, ભટનો ભટ્ટરાજ બને છે અને તેના ખીલેલા વ્યકિતત્વે બધાને ડારે છે. કાકના જીવનમાંથી તે પ્રસંગો લઇ લો અને કાક ભટ રહેશે. વળી તે બધા પ્રસંગોમાંથી ભટ્ટરાજ કાકને લઇ લો; તેનું રૂપ કાંઇ જુદું જ આવશે. આમ પાત્રો અને વૃત્તાન્તો-ની ગુંથણી આપણા કલાવિધાયકે કરી છે. પાત્રોનાં લક્ષણ વિક-સાવવાની તેની ખુબી અપૂર્વ છે. વધુ રોકાયા વિના આપણે પાત્રો ઉપર ઝાંખી નજર નાખીશું.

રા કનૈયાલાલનાં પાત્રો જીવતાં અને જાગતાં છે: તે સજીવ છે. તે આપણી દુનિયામાં હરેફરે છે. તે આપણી સાથે વાતો કરે છે. આપણે બધાં એ પાત્રોને બહુજ સ્પષ્ટ રીતે જોઇએ છીએ. મંજરી ભૂતકાળના વીરો અને કવિઓનાં છોકરાંને સુરેખ ભાળે છે અને કાશ્મીરાને કહે છે, " તમે મંડલેશ્વરને જુઓ છો તેથી વધારે સ્પષ્ટતાથી હું તેને નીરખું છું. તેના શબ્દો સાંભળું છું. તેના જીવનના આદેશો સમજું છું. તમને તે નહિ દેખાતા હોય પણ હું તેને જોઉં છું.—જેવા તેને મહારાજ દશરથે જોયા તેવા. " આમ

આપણે પણ રા. કનૈયાલાલનાં પાત્રોમાં હાલીએ છીએ; કોણ તેમને શબ્દનાં કેવળ ખોખાં છે એમ કહેશે ? રા. કનૈયાલાલ દરેકે દરેક પાત્ર ઉપર ધ્યાન આપે છે. તેનાં દરેક પાત્રોમાં ગૌરવ છે. દરેકે દરેક પાત્ર એક એકથી નિરાળાં છે. આપણે દરેકને બોલતાં પારખીએ છીએ, ચાલતાં નીરખીએ છીએ. કનૈયાલાલનાં છોકરાં ઘણાં છે, પણ તે દરેકમાં વ્યક્તિત્વ છે. મુંજાલ, કાક, ઉદો, જયસિંહ, ત્રિભુવન અને કૃષ્ણદેવ કીર્તિદેવ; આ આ મૂર્તિઓ ગમે ત્યાં ભમે છતાં એ તેના પ્રભાવનાં કિરણો ફેંકે છે, વાચકને આંજે છે. મંજરી ભલે ઉદાના વસહિકામાં હો, ભલે કાશ્મીરાના મહેલમાં હો, ભલે સૌભાગ્યનાથની સમક્ષ એકાંતે મેડીમાં હો, કે ભલે ભોંયરામાં કેદ હો; બધે ય તે ઝગે છે, તેની સંસ્કારિતા પ્રકાશે છે. કાશ્મીરા તેથી નિરાળી છે. એકને જોઈ પુરુષો તેનું શાસન સ્વીકારવા દોડે, બીજાને જોઈ બધાં શાસનો તોડી તેને પૂજવા દોડે છે. આમ મુનશી પુરુષ તેમજ સ્ત્રી પાત્રો એક એકથી સ્પષ્ટ જુદાં પડે છે. મુનશીનાં ગૌણ પાત્રો પણ આવાંજ છે. મુનશી તેમને પણ સ્પષ્ટ બતાવે છે. વિશળ અને દેશળ–કૃષ્ણદેવ આદિને આપણે જ્યાં જોઇશું ત્યાં ઓળખી કાઢીશું.

વાર્તાનો નાયક કાક છે. નવલની રાણી મંજરી છે.

<u>કાકઃ—</u>

ત્રિભુવનપાલ દંડનાયકનો માનીતો યોદ્ધો અને મિત્ર–કાક વાર્તામાં લાટથી સંદેશો લઇ પાટણ આવે છે. કમરે તરવાર અને જમૈયો, ખભા ઉપર ઢાલ અને હાથમાં મોટી લાકડીથી સજ્જ થએલો તે વીસ બાવીસ વર્ષનો યુવાન ઉંચો, કદાવર અને સ્વરૂપવાન છે. તેની આંખોમાં તરવારની ધારનાં તેજ છે. તેનામાં ઉંડી પહોંચ છે. "તેની અણીઆળી આંખો, દૃઢ અને સખત મુખ, સાંકડું તીણું નાક, ગરૂડરાજની સચોટ તરાપ, શક્ત ને સાવધાનતા દર્શાવતાં

તેનું વ્યક્તિત્વ ભલા ભલભલા ઉપર છાપ પાડતું. તેનો સ્વભાવ ખંતીલો હતો. તેના મનમાં એક વાર જે વાત ભરાઇ તે નીકળવી ઘણી મુશ્કેલ હતી.

આવું વ્યક્તિત્વ ધરાવતો કાક પાટણને પાદરે આવ્યો. રાજ્યના શત્રુઓને હણવા તેની તરવાર તલપે છે. રાજ્યની ખાતરશરીરનાં દુઃખો તે ભૂલે, જીવન જોખમમાં નાખે એવો વીર છે. શરૂઆતમાં જ મુંજાલ અને જયદેવને છાના જતા દેખી સરસ્વતીનાં જોરથી વહેતાં નીર સાથે તે બાથ ભીડે છે. આમ પાટણની બે મહાન વ્યકિતઓને તે હિંમતથી મળે છે, તેમના હૃદયો ઉપર પ્રકાશ નાખે છે.

કાક બ્રાહ્મણ છે. પણ ભલભલા વાણીયા મુત્સદ્દીઓને હરાવે તેવો છે. પશ્ચિમ બુદ્ધિ બ્રાહ્મણ, એ વણિક લોકસૂત્ર અહીંઆં જુઠું પડે છે. બ્રાહ્મણ હોવાને લીધે તે પોતાની ઉચ્ચતાનો અભિમાની હતો. પોતાના જન્મ અને સંસ્કારની શ્રેષ્ઠતામાં શ્રદ્ધા હોવાથી તેને વગર સત્તાએ સ્વાસ્થ્ય અને પ્રભાવ સ્વાભાવિક થઇ ગયાં હતાં. તે આત્મનિષ્ટ હતો. તે આબાદ તક સાધનારો છે, અને એ તકો સાધી પોતાની કીર્તિ જમાવે છે. તેની બુદ્ધિનાં તેજ પાટણના અધિપતિ અને મહાઅમાત્યને પણ ડારે તેવાં છે. તે તેજ દાખવવાને તક મળવી જાઇએ અને તે બધાનો રાજા થઇ રહે તેવો છે. આ ગુણોથી તે દુશ્મનોનો પણ મિત્ર બને છે. ગુજરાતના નાથમાં ઉદા સિવાય એક પણ એવું પાત્ર નથી કે જેનો તે મિત્ર ન હોય. કાકની મૈત્રી સર્વને ગમે છે; કાકનું શૌર્ય બધાને આંજે છે. પાટણનો દુશ્મન કૃષ્ણદેવ પાટણની ભવિષ્યની સત્તાના પ્રતિનિધિની મૈત્રી સાધે છે; કાક તે મૈત્રી આબાદ રીતે પોષે છે. દુનિયામાં ભાગ્યેજ આવા વીરો અને મિત્રો જડે. છતાં ય માનવ કરતાં તે ઉંચી કક્ષાનો નથી. આપણે સહન કરીએ, વેઠીએ. તે બધાંય દુઃખો એને સહન કરવાં–વેઠવાં પડે છે. તે બહુ વિશ્વાસુ માણસ છે.

તેની બુદ્ધિનાં તેજ જોઇ વાર્તાકાર તેને ત્રિભુવનનો પત્ર લઇ રાજ્યકર્તા સમક્ષ લાવે છે. રાજામાં ઉંડી પહોંચ નથી. તે પાટણની આફતો સમજી શકતો નથી. કાક રાજાને પોતાની બુદ્ધિના ચમકારા બતાવે છે, મુંજાલની યુક્તિઓ તે સમજે છે. બાલ રાજા પાટણની આફતો કાક દ્વારા સમજે છે. કાક રાજા ઉપર પ્રભાવ પાડે છે. મુંજાલ જયદેવને પાટણમાં રસ લેતો જોઇ, તેનામાં જાગૃત થએલી બુદ્ધિ જોઇ મનમાંને મનમાં બબડે છે " આ કોણ પાકયો છે? જરા ધ્યાન આપવું પડશે." આમ ગઇ કાલ પાટણને ઓવારે જે મુત્સદ્દીપણાથી તે આધો દીસ્યો હતો તે મુત્સદ્દીને આજ ધ્યાન આપવું પડે છે. કાકનો પ્રભાવ જામે છે અને તેને લાગે છે કે પાટણનો રાજા તો તે પોત હતો. થોડી વાર પછી મંત્રી સમક્ષ જ્યારે તે ઉભો રહે છે ત્યારે તેની બુદ્ધિ–તેજ તેની અગાડી ઝાંખાં પડે છે; મંત્રીનું સ્થાન તેનાથી ઉચ્ચ હતું. કાકનો વિકાસ હજુ થવાનો બાકી હતો.

રાજા કાકને કર્ણાવતી થઇ ખંભાત મોકલે છે, અને કાકના જીવનમાં નવો ફેરફાર થાય છે. બુદ્ધિશાળી અને બાહોશ કાક રાજાની મહત્વાકાંક્ષા પોષવા તૈયાર છે. પાટણ છોડતાં પહેલાં તે કૃષ્ણદેવ, વિશળ અને દેશળનાં કાવતરાં વિજળી વેગે કામ કરી ઉંધા માર્ગે મૂકે છે. આમ કાકના ગુણો તેનાં કાર્યમાં ઉતરે છે.

ખંભાતે ખતીબનાં પ્રકરણો મંડાયાં. કાક સિંહ વીફરે તેમ વીફરે છે. તેનું બાહુકૌશલ્ય આપણને જણાય છે. તેની સહનશક્તિ અને ખંતીલો સ્વભાવ અહીં દેખા દે છે. કાક મારવાડી મંત્રીનો અતિથિ બને છે. ઉદો તેને ડગાવવા પ્રયત્નો કરે છે. પણ કાક વિચારે છે, "ક્યાં પોતે બ્રાહ્મણ અને ક્યાં ઉદો મારવાડી." આમ તેનું ગૌરવ તેને બચાવે છે. કાક ગૌરવશાળી ને વિશ્વાસુ છે. દામુ ડોસાને આપેલું વચન પાળવા ચાંગાને છોડાવવા જાય છે. ચાંગો ના પાડતાં, પાછો ફરતાં લાકડાની જાળીમાંથી આવતા સ્વરે તેનું

ધ્યાન ખેંચ્યું. પોતે સૈનિક છે, બ્રાહ્મણ છે, તે માટે તેને અભિમાન હતું, અને આ આફતમાં આવેલી છોકરી પણ બ્રાહ્મણ છે એમ જાણી ડહાપણ, બીક, બધાને દૂર ખસેડી તેને બચાવવા દોડે છે. છોકરીના સ્વરે, તેના શબ્દોએ, તેની સંસ્કારમય ભાષાએ, તેની ધર્મ-પરાયણતાએ કાકનામાં નવી ઉર્મિઓ ઉછાળી, તેના હૃદયે નવો સ્રોત પેદા થયો. અહીંથી કાકનું પાત્ર કાંઇ ઓરજ ખીલે છે.

મુંજાલ અને ઉદાની કસોટીએ ચઢેલો કાક મંજરી સમક્ષ અલ્પતા અનુભવે છે; પોતાની મુર્ખાઇ માટે શરમીંદો થઇ જાય છે. તેને સંસ્કૃત આવડતું નથી. તે મંજરીને કહે છે. "ભણનાર ભણે છે, હું તો યુદ્ધમાં જ ઉછર્યો છું". મંજરી સમક્ષ કાક જડતાથી ગભરાઈ બહુ બોલતો નથી. તે કર્ણાવતી મંજરીથી છૂટો પડે છે ત્યારે તેનું હૃદય અકથ્ય ભાવોથી ભરેલું હતું.

કાક યુદ્ધે સંચરે છે અને રા' નવઘણને પકડે છે. રાજાની આબરૂ સાચવે છે. શાન્તુ મહેતા ઉબકને લઇ ખંભાત આવે છે. સાથે કીર્તિદેવ આવે છે. રાજાને આ ગમતું નથી. રાજાને ખરા રાજા થવું છે. રાજાના અંગે અંગમાં અગ્નિ બળે છે, અને ત્રિભુવન કહે છે."

"મહારાજ! એ અગ્નિને શમાવવાના રસ્તા લો."

"રસ્તો જડતો નથી."

"મેં રસ્તો દેખાડનાર મોકલ્યો હતો."

"કોણ, કાક?" ચમકીને જયદેવે પૂછ્યું.

"હા,"

"તું શું એને એવો કાબેલ ધારે છે?"

"હા, કાકા! આપણામાં બુદ્ધિ ન હોય ત્યારે બુદ્ધિશાળીને આપણી સોડમાં રાખવા. મારામાં લાંબી પહોંચ નથી, પણ કાકની પહોંચથી મેં જેટલો વિજય મેળવ્યો છે તેટલો મારા બાહુબળથી મેળવ્યો નથી. રા'ને કોણે હરાવ્યો?"

“ તેં ”

“ ભૂલ છે. કાક. વિચાર કરી જુઓ. ઉદા મહેતા કોઈથી થાપ ખાતા નહોતા, તેને કોણે થાપ ખવરાવી ? કાક. ”

આમ કાકનો ભાવ વધે છે. તેનું પાત્ર વિકાસ પામે છે અને કાક રા’ને હરાવનાર, ઉદાને થાપ આપનાર આપણી સમક્ષ સુરેખ ઉભો રહે છે. પાટણના મહાઅમાત્યને પોતાનું કામ કરી શકે એવો કાક લાગે છે, અને તેને કીર્તિદેવ પાછળ મૂકે છે.

કાક બધાનો માનીતો બન્યો. પણ હજુ ય તેના વિકાસમાં વાર હતી. ગર્વિષ્ટ મંજરી સમક્ષ તે અલ્પ હતો. તે પરશુરામનો ગોત્રજ હતો. પણ ક્યાં તે **कल्पान्ते इव दुःसहः** અને **कैलास-मिव दुर्धषः**! તેને લાગે છે કે પોતે નિર્માલ્ય છે–નિરાધાર છે, અને પછી લાગે છે, “હું બુદ્ધિશાળી છું–બહાદુર છું–મંડલેશ્વરનો માનીતો છું. મંજરીને લાયક કેમ નથી ?–હા અલ્પ છું–વિશાળતા નથી. **त्रिपुरघ्नं यथा शिवं** મંજરી તારી વાત ખરી છે......મંજરી ઠીક છે. તું પણ જોજે. ” અને પછી આગળ વધી, “ કલિયુગ આવ્યો છે પણ મારી રગમાં શુદ્ધ સનાતન લોહી ફરે છે. તું પણ જોજે કે કાક નિર્માલ્ય છે કે **[illegible]मर्दन** છે”. મંજરીને તેને બતાવી આપવું હતું તે કોઈને નમતું આપે એવો બ્રાહ્મણ વંશજ ન હતો.

તે કીર્તિદેવનો મિત્ર બને છે. કીર્તિદેવને મન કાક “ જેની બુદ્ધિ અને બળ ઉપર આર્યાવર્તનો પાયો રચાયો છે, ” તેમાંનો એક લાગે છે.

× × × × ×

આપણે વધુ રોકાયા વિના એકદમ જોઈશું કે કાક મંજરીને પરણે છે, કાવતરાંબાજોની બાજી ઉંધી વાળી પોતાના અકલ્પ્ય પ્રતાપથી બધાને આંજે છે, તેમાં મંજરી પણ છે. કેદ થએલી મંજરી અને કીર્તિદેવને તે છોડાવવા જાય છે. મિત્ર કાલભૈરવને મળી આવવા કહે છે. કીર્તિદેવનું કુલ જાણી આવે છે અને મંજરીના હૃદયમાં પણ કાક વસે છે. મુંજાલને પણ કાક જણાવી શકે છે કે હું ભવિ-

ષ્યની પાટણની સત્તાનો પ્રતિનિધિ છું. ગર્વિષ્ટ મંજરી કાક સમક્ષ બધુ વીસરે છે. આમ ગુજરાતનો નાથ (?) કાક બધાને ડારતો આપણા ઉપર છાપ પાડતો દીપે છે.

મંજરી.

નવલની રાણી મંજરી તરફ આપણે નજર કરીએ. આપણે તેના તરફ નજર કરતાં બધું વીસરી જઇ તેને પૂજવા તત્પર થઇએ છીએ. તેનામાં સંસ્કારિતા છે, તે ભણેલી છે. તેની આંખમાં વિદ્યાનાં તેજ ચમકે છે. તે તેજ સામુ એકી નજરે જોવાની તમારી શક્તિ હોય તો તેની પાછળ ગર્જી રહેલો રસનો સાગર તમને જણાશે. મંજરી બ્રાહ્મણ છે પણ આજકાલની તે બ્રાહ્મણી નથી. તેનામાં અભિમાન છે, ગૌરવ છે. તે ગૌરવથી તે ભલભલા ભૂપોને ડારે તેવી તેનામાં શક્તિ છે. તેનામાં અપૂર્વ તેજ છે.

મંજરી કવિકુલશિરોમણિની અમાત્યજમ છે. પિતાના સંસ્કારો મંજરીમાં ઉતર્યા હતા. તેના પિતા કાશ્મીરથી આવી મરણ પામ્યા હતા અને મા વેરણ થઇ હતી. મા મંજરીને ધનાઢય ઉદા સાથે પરણાવવા ઇચ્છે છે અને મંજરી માને ધિક્કારે છે.

"માતા? માતા! તેં મને જન્મ આપ્યો પણ તું મને ઓળખતી નથી. હું શ્રાવકને પરણું?" અને "એ કોણ છે? ભલે દુનિયાનો માલીક હોય, મારે મન કોણ છે? કહું! મારા પાદ પૂજવાનો પણ તે અધિકારી નથી...કવિકુલશિરોમણિ જેવાની હું છોકરી–મારે મન મહારાજાધિરાજોનો હિસાબ નથી. તો તારા આજ કાલના ધનાઢયનો શો હિસાબ?" મંજરીના શબ્દોમાં પ્રતાપ છે, સંસ્કાર છે, અને "તે કહે છે, હા? મને મારા બાપનું, મારા વર્ણનું, મારા ધર્મનું અભિમાન છે,?" તે બ્રાહ્મણ છે તેમ યાદ આવતાં કહે છે, "સૃષ્ટિના સર્જન કાલથી પુનિત એવું બ્રહ્મનિષ્ઠ વેદમૂર્તિઓનું લોહી હું કલંકિત કરૂં," અને માએ બતાવેલી બીકના જવાબમાં છેવટે ગતાસૂનगतासूंश्च नानुशोचन्ति पण्डिताः" કહેતી મંજરી માટે

કોની છાતી વેંત વેંત નહિ ઉછાળે ? કોણ તેને બચાવવા નહિ તલસે ? તેને મરવાનો ડર નથી. તે ખાવા સારૂ જીવતી નથી અને માને કહે છે, "ત્રણ દિવસ શું–ત્રણ યુગના અપવાસ કરવાની. બ્રાહ્મણ છું અને બ્રાહ્મણ રહેવાની." મંજરી સત્તર અઢાર વર્ષની, યુવતી હોઇ તેની ઉંચાઇ અને કાઠીની ભવ્યતા અજબ હતી. સોળે પાંખડીએ ખીલેલા કમળ જેવી તે સુંદર હતી. કાશ્મીરનું સૌન્દર્ય તેના મોઢાની દરેક રેખા ઉપર પડેલું જણાતું હતું. તે સૌન્દર્યની રસમૂર્તિ હતી અને ભલ ભલા તેને જોઇ સ્તબ્ધ થતા. મંજરીને બ્રાહ્મણુત્વ ઉપર બહુ જ વિશ્વાસ છે, તે રસ અને ભાવથી ભરપુર છે. તેનામાં ઉત્સાહ છે, આનંદ છે. તે હૃદયની નિખાલસ છે. કાક ગમે તેવો તેમાં શુરવીર હોય, મુત્સદ્દી હોય પણ તેની આગળ અલ્પ અને અસંસ્કારી હતો. કાકનામાં એવી જડતા છે એમ આપણે કબુલ કરવું પડે છે. પણ આનંદી મંજરી જડ કાકની શુષ્ક વાતોમાં પણ રસ લે છે. તે પોતાના મનોરાજ્યમાં હમેશાં રમતી અને સંસારની શૂળો તેના હૃદયે ભોંકાતી નહિ કાક "નંદી પાર્વતીને જે માન આપે તેવા માનથી તેના સામું જોઇ રહેતો"

મંજરી એક આદર્શ પુતળું છે. તેવું પુતળું આ જીવનમાં તો આપણે ભાગ્યે જ મેળવી શકીએ. તેનો આદર્શ તેના શબ્દોમાં-જ કહીશું.

"બા !...હું તમારા કાલની નથી–ત્રિભુવન ગજાવનારા મહા કવિઓના કાલની છું.–હું પાટણની બ્રાહ્મણી નથી પણ બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્રને ખોળામાં છુપાવવાની હોંસ ધારતી બીજી અનસૂયા છું. !"

"મોહિનીએ જેમ દેવદાનવો ડોલાવ્યા તેમ મારા રૂપમાં પણ ભયંકર શક્તિ છે, એટલે લાલસાના સેવકો દુઃખ દેવા આવશે. દુઃખ દેશે, રીબાવશે, પણ હું કોને પરણું ? કોની જોડે સંબંધ બાંધું ? બા ! મેં તમને શું કહ્યું ? જ્યાં જોઉં છું ત્યાં વહેંતીઆઓ નજરે ચઢે છે. એમાંથી કોની દાસી થાઉં ? "

મંજરીના નાથો ઘણા હતાઃ—કવિવર કાલીદાસ તેના હૈયાનો હાર—અહોનિશ પાસે રહેનાર છતાંય અંધો બની મેઘદૂત સંદેશ કહાવે છે. તે જીવનના લ્હાવા લઇ છોકરાં ઉછરે છે—શકુન્તલા, પુરૂરવા, માલવિકા. મંજરીનો આદર્શ કવિવરમાં નથી સમાતો. એકલી રસ-રાજની તે મહારાણી નથી. તે તો વીરોની પણ અર્ધાંગના છે, અને તેથી તેના હૃદયે રેણુકાનો પુત્ર—બ્રાહ્મણશ્રેષ્ઠ ભગવાન વસે છે. મંજરીનો આદર્શપતિ કૈલાસમિત્ર દુર્ધર્ષઃ અને કાલાગ્નિરિવ દુઃસહ છે.

કાશ્મીરા જ્યારે કહેછે "તારે જામદગ્નેય જોઇતો હોય તો આપણા કાક ભટ્ટ છે." ત્યારે મંજરી "બા ! એવું નહિ બોલશો. એતે મોટો યોદ્ધો ને એ તો મોટો બ્રાહ્મણ ! નથી આવડતું સંસ્કૃત—નથી પુરા સંસ્કાર—નથી મોટો યોદ્ધો " કહી છેવટે ગર્વથી ઉમેરે છે, " બા ! હું—હું—કાકને પરણું ? ક્યાં હું—અને ક્યાં લાટનો ભટકતો ભટ !" આજ કાલના બ્રાહ્મણ યુવકને મંજરીથી શરમાવું પડશે.

મંજરીનું હૃદય વિશાળ છે અને કાક એક ખુણે પડયો પડયો તેની સેવા કરે છે. ઉદાથી બચવા મંજરી કાકને પરણે છે. ઘડી ભર પોતાનો ગર્વ અને પ્રતિષ્ઠા હણાતી તેને લાગે છે અને દાદાને ઘેર જવાનું વચન પરણતા પહેલાં લે છે. આનંદરાત્રીએ કાકને " શુનીમન્વે-તિશ્વા" કહેતી મંજરીએ કાવતરાબાજમાંની ટોળીમાં કાકના શબ્દોમાં રહેલો અલ્પ્ય પ્રતાપ અનુભવ્યો ત્યારે હૃદયને એક ખુણે પડી રહેલા કાકને સહેજ હુંફાળા હૈયે જુએ છે. છતાંય ગર્વિષ્ટ અને પ્રતાપી મંજરી હજુય તેની તે છે. ઉદાના હરણથી તે કીર્તિદેવના સંબન્ધમાં આવે છે. તેમની મૈત્રી જામે છે. કચવાતે મને સૌભાગ્યનાથો" મમ એમ કાકની ઓળખાણ આપતી મંજરીને ઘડી ભર પછી કાક જેવા અપ્રતિમ વીરની અણમોલી જિંદગીને તેણે અને કીર્તદેવે નકામી જોખમમાં નાખી છે, એમ વિચાર આપતી જોઇએ છીએ. તેની કલ્પનાશક્તિ અજબ હતી અને તે શક્તિઓથી તે ભૂતને જીવતુ બોલાવે છે. પોતે કરેલી ભૂલો યાદ લાવે છે અને મુંજાલ જ્યારે કાક

ઉપર તરવાર ઉગામે છે ત્યારે મંજરી રૂએ છે અને કાકની કોટે બળગી પડે છે. "કોણુ છે તું?" ના મુંજાલના જવાબમાં "હું," ગર્વથી માથું ઉંચું કરી મંજરીએ સ્પષ્ટ રીતે કહ્યું, મોરનો કેકારવ ટહુકી રહ્યો, "કાક ભટ્ટની અર્ધાંગના." આમ કાક તેના હૈયાનો હાર બની રહે છે, અને મંજરી દુનિયામાં ઉંચી કક્ષાએ પહોંચે છે. આટલે લાંબે ગાળે મેળવેલો પતિ ખોતાં મંજરી દુભાશે એમ આપણને લાગે છે. ગર્વિષ્ટ મંજરી પતિપરાયણ બને છે, અને છેવટે મા કરતાં અર્ધાંગના મંજરી ચઢે છે?

<u>મુંજાલ</u>

પાટણનો મહા અમાત્ય મુંજાલ એક વિચક્ષણ પુતળું છે. તેની આંખોમાં તેજના ઢગ છે. તેના મોઢે ગર્વની લાલી છે. વૃદ્ધ અમાત્યના તે મુખ પાછળ લપાઇ રહેલું યૌવન હૃદયો જીત્યાની વાતો સાચું પાડતું હતું. તેને જોઇ ભલભલા ડરતા. તે મુત્સદ્દી હતો. પાટણનો નગરશેઠ હતો. મીનળનો માનીતો હતો. બાલ રાજા ઉપર તેની સત્તા અમાપ હતી. પાટણ એકચક્રે રાજ્ય કરે તેવી ઇચ્છા પાર પાડવા તેના મોઢા ઉપરની રેખાઓ તેણે સખત કરી હતી. તે ગર્વિષ્ટ હતો. તેના અંગે અંગે ગૌરવ ઉભરાતુ હતું. તેના અવાજમાં પાટણની દુર્જય સત્તાનો ઘોષ હતો, અને જ્યારે જ્યારે તે અવાજ આવતો ત્યારે કોઇની તેના, સામું જોવાની કોઇની મગદૂર ન હતી: પોતાના પ્રભાવથી તે બધાને આંજતો.

તેની શક્તિઓ અજબ હતી. તે શક્તિઓ તેણે પાટણને ચરણે ધરી હતી. તે પાટણની કીર્તિએ ઉજળો હતો. જ્યારે તેણે પાટણના રાજગઢમાં પગ મૂકયો ત્યારે પાટણની સત્તા ન જેવી હતી. તેણે ધાર્યું હોત તો ઉદાની માફક ધન ભેગું કર્યું હોત—વિલાસ ભોગવ્યો હોત; વિમળ મંત્રીની માફક કયાંક ચંદ્રાવતી વસાવ્યું હોત, અને સ્વતંત્ર સત્તા ચલાવતો હોત. મુંજાલનું વ્યક્તિત્વ છેવટે પાટણમાં લય પામ્યું.

---

૧ રાજાધિરાજ—મા કે અર્ધાંગના?

મુંજાલ અને પાટણ એક થયાં. કર્ણદેવના નમાલા લશ્કરમાં તેણે જીવન રેડયું. તે લશ્કરની મદદથી તેણે મંડલેશ્વરોને ડાર્યા. તેણે પોતાની રાજ્યનીતિથી ગુજરાત સાથે લાટને જોડયું, અને પાટણની સત્તા વધારી. સોરઠના વીરને સકંજામાં લીધો. આમ તેણે પોતાની શક્તિઓ પાટણ માટે વાપરી અને પાટણની સત્તા એકચક્રે કરવા તલપી રહ્યો. તેની રાજ્યનીતિ સ્પષ્ટ હતી. તે મતમતાંન્તરતામાં પડતો ન હતો. ગુજરાતની સત્તાને શૌર્યના બળથી વધારવી એ તેનો હેતુ હતો.

મુંજાલની બુદ્ધિમાં વિજળીનો વેગ છે; અને તેના બળથી તે ભૂત અને ભાવિના ગૂઢ પડદા ચીરી ઊભી થયેલી સ્થિતિનો તોડ એકદમ લાવે છે. કાકની સલાહે ચાલતા જયદેવને બોલતો સાંભળી મુંજાલ ગુંચવાડામાં પડે છે. અને તેની નજર એકદમ દોડતી, બહાર ઉભા ઉભા મનમાં ફુલાતા અને "આ ઘડીએ પાટણનો રાજા તો તે પોતે હતો" એમ માનતા કાક ઉપર અદૃષ્ટ રીતે ફરી વળે છે. આપણને તે કાકને પ્રશ્નો પૂછે છે ત્યાં સુધી ખબર પણ પડતી નથી. મુંજાલને સમજવો તે બહુ મુશ્કેલીનું કામ છે.

કીર્તિદેવ મુંજાલને ભયંકર લાગે છે. તે "ગોરા ગબરૂથી" તે ચેતે છે, અને તેનો આદર્શ જાણે તેને જોતાં જાણી ન લેતો હોય, જાણે કોઇ દૈવી શક્તિ મુંજાલ ન ધરાવતો હોય—તેમ કાકને તેની તપાસ રાખવા કહે છે. કાવત્રાંબાજોમાં તે આવી તેમનામાં પ્રાણ રેડે ત્યારપહેલાં તેને કેદ કરે છે, અને કાક તેને છોડાવા જાય ત્યાર પહેલાં સમશેર અને જમૈયા લઇ દોડે છે. મુંજાલમાં ભયંકર શક્તિઓ છે તેમ આપણને જણાય છે. પાટણ માટે તેણે બેનને મારી. વૈરીને મારી અને આપણે જાણીએ છીએ તેમ ભયંકર લોહી તરસ્યો મુંજાલ પુત્રને મારવા તૈયાર છે. મુંજાલ પાટણ માટે કોઇપણ કાર્ય કરવા તૈયાર છે—પછી તે ગમે તેટલું ભયંકર હો. ભલે તે કાર્ય તેના

જીવનને શુષ્ક બનાવતું હો-ભલે તેને એકલો અટુલો રાખતું હોય, પણ તે પાટણને મંદિરે કીર્તિનો કળશ ચઢાવતું હોવું જોઇએ.

એકલતાના દુ:સહ્ય ભારથી મુંજાલ ગભરાય તેવો ન હતો. તે વૃદ્ધ હતો પણ તેને આશ્વાસન આપનાર કોઇ ન હતું. મીનળ કોઇક વખત તેનામાં જીવ રેડતી—તેના હૈયાને હેલે ચઢાવાની, પણ " ઉંમર સાથે હૃદયની આ વ્યથા પણ અમાત્યને વધતી જતી હતી. તેને લાગતું હતું કે તેનો બુદ્ધિપ્રભાવ ફાલતો હતો, પણ હૃદયનો પ્રભાવ કરમાતો હતો; તેમાં સ્નેહ સીંચવા કોઇ અંતરનું તેને સંબંધી નહોતું. સામાન્યજનોથી અટુલા બનેલા મહાપુરૂષો એકસ્તંભી મહેલના રહેવાશી બની જાય છે. બધાથી ઉંચા ખરા, પણ એ ઉંચાઇ એજ એમનું કારાગૃહ"

મુંજાલને પુત્ર મળે છે પણ તે તેનો ત્યાગ કરી અવંતી જાય છે. મુંજાલ એકલ વૃક્ષ સમો પાટણને ઓવારે તેની સત્તાને ઓપતો ઉભો રહે છે; એ એકલતાથી પણ આપણને આંજે છે.

ઉદયન મંત્રી (ઉદો)

સ્તંભતીર્થનો મંત્રી ઉસ્તાદ છે, બાહોશ છે, મુત્સદ્દી છે. તેનામાં મારવાડીપણું છે. "પાટણની પ્રભુતા"મા પાટણના દરવાજા ઉઘાડી મીનળ જયદેવને રાજગઢમાં પાછા લાવવા આદરાએલા પ્રયાસોમાં તેનો ફાળો હતો. તેનામાં વણિક બુદ્ધિ છે. એ બુદ્ધિને આધારે તે પાટણના મહાઅમાત્ય મુંજાલને પણ ડારવા પ્રયત્નો કરે છે. તેવા પ્રયત્નો તેણે આદર્યા. મહાઅમાત્યના તેજ આગળ તે ઝાંખો પડે છે. અમાત્યનું વ્યક્તિત્વ તેને દઝાડે છે. તેની રાજનીતિ પાટણની રાજનીતિથી ઉધા પ્રકારની છે. પાટણ મતમતાંતરના ઝઘડાઓથી પર રહેવા ઇચ્છે છે: સ્થંભતીર્થના મંત્રીને તે પ્રિય છે. પાટણને આંગણે શૈવ અને જૈન મત સંપીને રહેતા. સ્થંભતિર્થમાં જૈનેતર પ્રજાને દુ:ખ હતું. ઉદાની મહત્વાકાંક્ષા અમાપ હતી. બધા મંત્રીઓને ડારવા તે ધર્મધુરંધર બન્યો. જૈન ધર્મ માટે તેણે અઢળક દોલત

વાપરી નવાં ચૈત્યો અને પ્રાસાદો બંધાવ્યા. તેને આંગણે દૂર દેશથી જૈન સાધુઓ આવતા. શ્રાવકોએ આ સત્તાનો લાભ લીધો; તેમના ઝુપડાંની હવેલીઓ થઇ અને ખતીબ જેવા બિચારા ઝુંપડી પણ ખોઇ બેઠા. આ આપણા ઉદા મારવાડીની રાજ્યનીતિ. તે સત્તાથી ફુલાયો હતો. તે રાજાને પણ લશ્કર આપવાની ના પાડી, સતાવવા પોતાની સત્તા બેસાડવા માગતો હતો. તે ભલા ભલા મુત્સદ્દીથી થાપ ખાય તેવો નથી. મુંજાલ પાટણ માટે જીવતો હતો. ઉદો જૈન ધર્મ માટે જીવે છે.

તે સાધારણ ઉંચો હતો. તેના શરીરનો બાંધો સુક્કો હતો. ધનના પ્રમાણમાં તે વસ્રો નહોતો પહેરતો. તેનામાં વાણીયાના ગુણો પુરા હતા હતા. તે હસતો ત્યારે ભલભલાને અમૃતના ઘુંટડા પાતો, તેમના હૃદયોને ઘડીભર પલટો આપતો. તેની આંખોમાં સત્તાનાં છુપા તેજ હતાં; તોફાન પહેલાં શાંત દિસતા સાગર જેમ તે હંમેશાં શાંત રહેતો. ભલભલાને તે શાંતિમાં ડુબાવી દઇ હાથ કરતો. ઉદાની ઉત્સુક આંખો કામે વળગતી ત્યારે ચપળ લાગતી અને તે ચપળતા વિજળી જેમ પડતી—દઝાડતી અને અદ્દશ્ય થતી. ત્યારે જ તેમાં પ્રભાવ અને સત્તાનાં તેજ ઉછળતાં. આવી વ્યક્તિને સમજવી બહુજ મુશ્કેલ પડે. "એ છે મીઠા બોલો પણ જેટલો બહાર છે તેટલો ભોંયમાં છે," આ મુંજાલના શબ્દો અક્ષરે અક્ષર ખરા છે.

કાકે તેના કાયદાનો ભંગ કર્યો છે. કાકે તેણે ડામેલા ખતીબને અપનાવ્યો છે, છતાં ય ઉસ્તાદ ઉદાને નમ્રતાથી હસીને ડોકી હલાવતાં ધીમથી પૂછતો દોસ્ત આપણને અજાયબીમાં નાંખે છે. તેની શાન્તીનો પાર નથી અને તે શાન્તિથી ખંભાતની દોલતનો ધણી ચાર વર્ષના મંત્રીપણામાં પાટણને પણ ગભરાવે છે અને બાહોશ કાકને ચમકાવે છે. "મુંજાલ મહેતાની તેજસ્વીતા, સજ્જન મંત્રીનો તાપ અને દાદાકનું બુદ્ધિદર્શક રૂપ" ઉદામાં નથી; તે તો બધાથી ભિન્ન છે. કાક મુંજાલની તરવારની ધાર જેવી નજરથી ન ડર્યો પણ ઉદાના ફુલ વર્ષાવતા નયન તેજે તેને આંજ્યો.

થોડાબોલા ઉદાને શબ્દે શબ્દની કિંમત છે, અને શબ્દે શબ્દે તે બોલનારની કિંમત આંકે છે. કાકને તેણે પોતાના આતિથ્યથી અપનાવ્યો—નજર કેદ કર્યો, ઉસ્તાદી વાપરી તેનાં નાસવાનાં સાધનો કબજે કર્યાં. ઉદા મહેતાના આતિથ્ય સત્કારથી કાક ધ્રૂજ્યો. મુત્સદ્દી ઉદાને થાપ આપવી એ બહુજ મુશ્કેલીનું કામ છે.

તેની સત્તા અને ધનની સાથે તેના વિલાસો પણ વધ્યા લાગે છે. તે મંજરી જેવી નવોઢાને કેદ કરે છે. જૈન મંત્રી બ્રાહ્મણકન્યા બ્રાહ્મણત્વ છોડી ન પરણે તો દીક્ષા આપવા તૈયાર છે. તેની આ એકપક્ષી અને આંધળી નીતિઓમાંજ તેનો અંત છે; તેની કીર્તિને લાંછન છે, જૈનો પાટણનો ઇતિહાસ ઘડે છે અને ઉદો તેમાં એક હેમચંદ્ર સૂરી આપે છે.

કાકને તે કાંકરા સમાન ગણે છે. મંજરીના પ્રકરણે પોતાની પ્રતિષ્ઠાને હાની પહોંચાડી છે જાણી તે દૂરઅંદેશી બાહોશ વ્યક્તિ તેનું નામ નિશાન પણ ન રહે તેમ કરવા પ્રયત્નો કરે છે, તેમાં તે નિષ્ફળ જાય છે, અને મુંજાલ સમક્ષ તે ભોંઠો પડે છે. ધવાએલો ઉદો ખંભાત જાય છે.

કૃષ્ણદેવઃ—

કૃષ્ણદેવ પચીસ વર્ષનો, રસરાજ કૃષ્ણસમો શ્યામ અને રૂપાળો છે. તેના હૈયે વીરરસનાં પૂર છે. તેની આંખોમાં શૌર્યનાં તેજ છે અને તે તેજમાં બેદરકારી અને મજાક છુપાએલાં છે. તેનું શરીર સશકત અને ધાટીલું છે, તેનો પહેરવેશ તે કોઈ સોરઠનો અમીરી કુટુંબનો સુભટ હશે એમ સ્પષ્ટ બતાવે છે. "હાથમાં લાકડાનાં છોડીઆં લઇ તાકી તાકીને દેવતામાં મારતો યુવક" જાણે કાંઇ અંતરપટે નવા સત્તાના અગ્નિને ન ચેતાવી રહ્યો હોય એમ લાગે છે. તેના મોઢા ઉપર હિંમત છે, તેની હિંમત અને શૌર્યને તે શાંતિથી મઢે છે. તે પશુરાજ સિંહસમો પાટણના ઓવારે ગિરનારની કુંજોના ઘોષ સાંભળતો પડયો છે. તેનામાં તમે ઉંડું નિહાળો અને તમને

તે તેના પ્રતાપથી આંજશે. તેનું સ્વરૂપ અને શૌર્ય સ્ત્રીના હૃદયમાં સ્નેહનાં પૂર ઉછાળશે. તેના સ્નેહસાગરમાં ક્ષોભ નહિ આવે. આવો કૃષ્ણદેવ ગુજરાતના નાથમાં દેખા દે છે.

તે સ્વભાવનો આનંદી છે. તે વાણીઆ વિદ્યાને ધિક્કારે છે, અને પાટણની શાંતુ મહેતાની નીતિ માટે કહે છે, "પાંચ હાથ આવી હોય કે પચાસ ગાઉ, વાણીયાના રાજ્યમાં બધુંજ સરખું." તેને જયદેવ પ્રત્યે કાંઇ અણુગમો હોય તેમ લાગે છે. કાક જયદેવનું નામ સંભારે છે અને કૃષ્ણદેવ તિરસ્કારથી હસી કહી દે છે, "તે પાપ ધોવા ગયા છે. સાંભળ્યું છે કે દ્વારકાં આગળ આનંદ કરે છે, પછી અવંતિનાથને યુદ્ધ આપવાની કોને ફુરસદ હોય?" તેની નસોમાં રાજપુતનું લોહી વહે છે, તે પાટણની નિંદા કરતાં ડરતો નથી. કાકે "પેલા આપણી વાત સાંભળે છે" તેમ કહી અટકાવ્યો ત્યારે "જોઇએ તો નાક કાન કાપી લે," એમ તે મોટેથી બોલે છે. સોમસુંદરીને તે પોતાના પ્રભાવથી આકર્ષે છે. ભોળી સોમ તેનાથી અંજાય છે અને લહેરી કૃષ્ણમાં સ્ત્રીહૃદયો જીતવાની શક્તિઓ દેખા દે છે.

કૃષ્ણદેવ દેશળ અને વિશળ સાથે પાટણને હંફાવવા મથે છે; તે જે કરે છે તે બહુ શાંતિ અને ચુપકીથી કરે છે. કાક જેવા તેના મિત્રો પણ તે કોણ છે તે જાણી શકતા નથી. કાકે તેનો સંદેશો ફેરવી તેની બાજી ઉંધી વાળી હતી, છતાંય તે શાંત, સ્વસ્થ અને તિરસ્કાર ભર્યો દીસતો હતો. તેના મોઢા પર શોકની છાયા પણ ન હતી, તેના મોઢા પર ગૌરવ છવાઇ રહેલું છે. તેની સૃષ્ટિને શાસન કરવા ઉતરેલા રાજરાજેન્દ્ર જેવી બેદરકારી કાકને મુંઝાવે છે.

આગળ વધતાં "કાવત્રાંબાજો"ની ટોળીમાં આપને તે રા' ખેંગાર પાટણનો દુશ્મન છે એમ ખબર પડે છે. લહેરી કૃષ્ણે સોમને આકર્ષી તેનામાં રહેલી શકિતઓ આપણને દાખવી હતી; કાકે

કરેલી ભૂલને પરિણામે દેવડીને ત્હેરમાં મળી છેવટે ઉપાડી જઇ જયદેવનું નાક કાપે છે, અને સોરઠનું મૂર્તિસ્વરૂપ બની આપણી સમક્ષ ઉભો રહે છે.

કાશ્મીરાઃ—

કાશ્મીરા—મોરારપાલને પાટણની પ્રભુતામાં થાપ આપનારી પ્રસન્ન—લાટના દંડનાયક ત્રિભુવનની અર્ધાંગના એક બાહોશ વ્યક્તિ છે. તેનું સ્થાન પાટણમાં અદ્દભુત છે, પટ્ટણીઓ તેને રાજલક્ષ્મી જેમ પૂજતા. પાટણના હ્રદયમાં બે વ્યક્તિઓ વસતી—મુંજાલ અને કાશ્મીરા. કાશ્મીરા બુદ્ધિવાદમાં મીનળને પણ હરાવતી. મુંજાલ સામું ટક્કર ઝીલતી અને પાટણની રાજ્યસત્તાની મૂર્તિ સરખો મુંજાલ પણ પોતાનાં શાસનો કાશ્મીરા દેવીને તોડવા દેતો. તે ભલભલા મંત્રીઓના મુત્સદ્દીપણા ઉપર પાણી ફેરવતી. તેને શસ્ત્રો વાપરતાં આવડતાં અને તેથી યોદ્ધાઓને ડારતી. પાટણના કારભારીઓને તે પજવતી છતાંય તે એક વ્યક્તિ હતી કે જેની તરફ બધાં સ્નેહની દૃષ્ટિથી જોતાં; તેને જતી જોઇ માગ મૂકતા અને માન આપતા. તેની હિંમત અને બુદ્ધિ અજબ છે. તેની હિંમતે તે બીન્યા વિના કાકના બંધ તોડે છે અને મંડલેશ્વરની શોધમાં પુરુષ વેષે નીકળે છે.

તે ઉંચી અને શરીરે ભરાવદાર હતી. વીસ વર્ષે તે પ્રૌઢા જેવી ગૌરવભરી દિસતી હતી. "તેના હાસ્યમાં અને આંખમાં વિદ્યુતનો ચમકારો હતો." આછે ઘાટે ઘડેલી શક્તિની પ્રતિમા કાશ્મીરા ચપલ, ઉત્સાહપ્રેરક અને સત્તાધારી છે. તેને કામ કરવાની ઉમેદ છે. તે મુંજાલને પરણાવવા તત્પર છે. તે મંજરીને ગોદમાં ઘાલવા તૈયાર છે. તેણે હાથમાં લીધેલાં કામ પાર પાડવા પ્રયાસો આદરે છે.

તેની આંખો તોફાનમાં હંમેશાં નાચતી રહે છે, અને પ્રસ્થાનમાં મંજરીને સતાવતી આપણે એને જોઇએ છીએ.

**કીર્તિદેવ:**

"દેવાંગના સમા શરીરતેજે દિપતો" ઉજ્જયિનીનો ભટ્ટરાજ કીર્તિદેવ પાટણને ઓવારે ઉતર્યો અને ઉતરતાં જ પોતાના પ્રભાવથી સર્વને આંજવા લાગ્યો. તેનામાં અડગતા, ગૌરવ અને છટા હતાં. તેના અર્ધ બીડેલા હોઠ લલનાઓને લલચાવે છે. તેના મોઢા પર પરિચિન્તતાની રેખાઓ છે. તે રેખાઓ કાકને વિસ્મય પમાડે છે. તેનું સ્વરૂપવાન મોઢું મુંજાલના હૃદયમાં તુમુલ જગાવે છે, મુંજાલને પ્રુલકુંવર સાંભળ્યો છે. અને તેનો છોકરો સાંભરે છે. મુંજાલને તેની આકર્ષક મુદ્રા ભયંકર લાગે છે. "કાર્તિકેય સમા" કીર્તિદેવની ભવ્યતા કાકને મુંઝવણમાં ફેંકે છે.

કીર્તિદેવ ગુજરાતનો છે અને તેથી તે પાટણ આવ્યો છે. તેને પોતાનાં માબાપ જાણવાં છે. તે જાણ્યા સિવાય પોતે અધુરો છે એમ તેને લાગે છે. સજ્જન મહેતા જાણે છે પણ ઉબકને કહેવા ના પાડે છે. તે સજ્જનને ત્યાં જાય છે. રસ્તામાં સજ્જનના મોઢા ઉપર થઇ અનેક ભાવો પસાર થાય છે. પણ તેની સાથે તેને કાંઇ લેવા દેવા નથી. તે તેના આદર્શની બહાર આવવા માગતો નથી. તે સામાન્ય જનથી ઉંચો છે. મુંજાલ જેવા મુત્સદ્દીઓ, કૃષ્ણદેવ જેવા વીરો ભૂલ ખાય છે, અને તેઓ આર્યાવર્તને વિનાશના પંથે લઇ જાય છે એમ તે માને છે. તે હંમેશાં વિચારમગ્ન રહે છે.

કીર્તિદેવમાં ઉચ્ચ કુલ-તિલકોને છાજે તેવી સંસ્કારિતા છે. તે બોલતો ત્યારે જાણે દેવવાણી સંભળાઇ એમ લાગતું. તે તટસ્થ અને ઉત્સાહી યુવક છે. તેની આંખો સ્નેહથી ભરપૂર છે. તેમાં પ્રભાવ છે. એ પ્રભાવમાં કોઇ પણ તેજસ્વી વ્યક્તિને મિત્ર કરવાનાં જાદુ છે. તેના દિલે દેશદાઝ છે. તે અવંતી માટે દાઝતો નથી. તે તો સારા ય ભારત માટે દાઝે છે; તે સારા આર્યાવર્તમાં ફર્યો છે. આર્યાવર્ત અંદર અંદર લઢી મરે છે અને તે તેને બાળે છે. તે કૃષ્ણદેવને કહે

છે..."માથે ઘન ગર્જના થાય છે, પણ તમને સંભળાતી નથી. જયદેવ મહારાજ અવંતીનાથ સાથે લઢે છે. જુનાગઢનો રા' પાટણ સાથે લઢે છે; સપાદલક્ષનો રાજા ચીતોડના રાવલ સાથે લઢે છે; કોઇ સમજતા નથી. કાશ્મીરાધિપ એકલો સમજે છે. તમારા ભીમદેવ મહારાજ હતા ત્યારે જે યવનોએ પાટણ તોડી, પરમધામ દેવપટ્ટણનો વિનાશ કર્યો હતો તે વાત યાદ છે? દાનવ સમા વિકરાલ, નિર્દય યવનોની મહાસેનાઓ ભાળતાં કાશ્મીરરાજની હીંમત પણ હારી ગઇ છે."

"હા, તમે બધા બેઠા છો—આત્મબળના ગર્વમાં સંતોષ માનીને, પણ દર વર્ષે તે મહાવિનાશક યવનસાગર આગળનો આગળ વધે છે. કનોજ અને સપાદલક્ષે તેની ઊર્મિઓને સ્પર્શ કર્યો છે. અમારા અવંતીમાં તેની ભયંકર ગર્જનાના પડઘા સંભળાયા છે. વેળાસર ચેતશો નહીં તો કાશ્મીર પડશે, સપાદલક્ષ પણ ખુવાર થશે. મહાકાલેશ્વરની ધજા ધુળમાં રોળાશે—અને પાટણનું નામ અને નીશાન પણ હાથ લાગવાનું નથી."

તેની ઇચ્છાઓ વિરલ છે. તેનો આદર્શ અનુપમ છે. મુંજાલને તે સમજાવશે એમ તેને આશા છે—શ્રદ્ધા છે. આવા કીર્તિદેવમાં એક જ મનુષ્યભાવની નિર્બલતા છે એમ આપણને લાગે છે. તેને પોતાનું કુલ જાણવું છે. તે જાણવા તે અધીરો છે; અધીરો આપણા જેવો. તે જાણવાને કાલ ભૈરવને સાધવા તૈયાર છે.

"ગોરો ગબરૂ, ઇકોતેર પેઢી તારે એવો" કીર્તિદેવ મુંજાલને મળે છે, નિરાશ થાય છે, કેદ થાય છે. મુંજાલ તે ભયંકર વ્યક્તિ પાટણમાં રહે તો સત્યાનાશ વાળે માટે તેને મારવા જાય છે. કાક આવી તેને તેનું કુલ કહી બચાવે છે. તે મહાઅમાત્ય અને ફુલકુંવરનો પુત્ર છે. ઇચ્છાઓ નહિ ફળે તેથી નિરાશ પામી કીર્તિદેવ—પિતાની આજ્ઞા લઇ અવંતી જાય છે.

જયસિંહ:

પાટણનો રાજા જયદેવ નાનો છે. તેનામાં ઊંડી પહોંચ નથી. તેનામાં બુદ્ધિનાં નીર જોસભેર વહેતાં નથી. તેથી તે ગભરાય છે, અકળાય છે, ચીઢાય છે. ઉબક સાથે થયેલા સમાધાનથી તેની કીર્તિને કલંક લાગ્યું છે એમ તેને લાગે છે; પણ તે કલંક કેમ દૂર કરવું તેનું તેને ભાન નથી; તેનામાં મુત્સદ્દીપણું નથી તેને સત્તાનો શોખ હતો પણ તે મેળવવાનો મંત્ર તેની પાસે ન હતો.

તેને ખરા રાજા થવું છે. તેનું મંત્રીમંડળ બુદ્ધિશાળી અને તેજ તથા મુત્સદ્દીપણાથી ભરપૂર છે. તે મંત્રીમંડળમાં તે બકરા જેવો નિર્માલ્ય લાગે છે. [1] તેનામાં મહાત્વાકાંક્ષા પોષે એવો વીરમિત્ર તેને મળ્યો નથી. કાક તેના ઉપર છાપ પાડે છે, અને મહત્વાકાંક્ષા પાર પાડવાના પાયાઓ બતાવે છે. જયદેવ એટલો બધો અકળાઇ ગયો છે કે તેનામાં કોઇ માટે વિશ્વાસ નથી. કાકે તેનામાં બુદ્ધિનાં નીર ઉછાળ્યાં. પણ તેના તરફ તે અવિશ્વાસની દૃષ્ટિથી જુએ છે. ત્રિભુવને તેના માટે પ્રાણ ખર્ચ્યા પણ તે ત્રિભુવનને મારવા તૈયાર છે. તેની સ્થિતિ સ્વસ્થ નથી. કોઇ માર્ગ બતાવે-(તેને ખરા રાજા થવાનો) તેની સાથે તે મિત્રાચારી માંડે. ઉદો પણ તેની પાસે આવી ઉસ્તાદી વાપરી જાય. રાજા જાણે છે કે ઉદાએ તેની કીર્તિને ડાઘ લાગે તેવું કર્યું છે. છતાં ય તે ઉદાની જાળમાં ફસાઇ કાકને કેદ કરે છે. "તેને સ્પષ્ટ લાગતું હતું કે પાટણના ચક્રની તે માત્ર નામની જ ધરી હતો–ખરી ધરી બીજા હતા." તેનો કચવાટ એટલો બધો હતો કે તે મુંજાલ મહા અમાત્યની સાથે પણ કચવાઇને બોલે છે. પણ આ બાબતનો તોડ કાઢવાની તેનામાં શક્તિ નથી. તે શક્તિઓના પ્રભુઓ

---

[1] જયસિંહને આવો દોરનારા રા. મુનશી સમક્ષ British Constitution તરવરતું દિસે છે. જયસિંહના મંત્રીઓ જ રાજ્યકારભાર કરે છે. જયસિંહ ફક્ત શબ્દપતિ જ છે.

સાથે વાત કરતાં તેનું સ્વમાન ઘવાય છે.

રાજ્યમાં તેનું માન ઉપર છલ્લું છે તેનું તેને ડુંગર ભાન કરાવે છે. ત્રિભુવન ડુંગરને કાક ક્યાં છે તે બતાવવા કહે છે. રાજાએ તેને કેદ કરાવ્યો છે; ડુંગર રસ્તો બતાવવા આગળ વધે છે અને રાજા બોલે છે.

"ડુંગર, તું નથી માનતો ! તું તારા મહારાજનું કહ્યું નથી માનતો ? ઠીક ઉભો રહે."...

"બાપુ ! આપ અન્નદાતા છો–પણ મંડલેશ્વર મહારાજ તો મારા માલીક છે."

આમ તેના સ્વમાનના ચૂરા થતા હતા. તે ફક્ત અન્નદાતા હતો. ગુજરાતનો ને તેની પ્રજાનો તે માલીક ન હતો. તેની આંખમાંથી આંસુ પડે છે; પણ રાજાની બાલકબુદ્ધિ ત્યારથી પ્રૌઢ બનતી જાય છે. તે રાજ્યમાં રસ લેતો થાય છે. પણ તે બુદ્ધિ ને હૃદયનાં તેજ દઢ થાય ત્યાર પહેલાં રાણકને ખૂએ છે. રાણક જતાં તે પૂર્ણ રીતે પ્રકાશે છે અને રાજાધિરાજમાં તે દિપી ઉઠે છે. તેની મહત્વાકાંક્ષાઓ ફળે છે. ગુજરાતના નાથમાં તો બાલક રાજા અનેક ભૂલો કરે છે, છતાં ય આપણે તેને માન આપીએ છીએ. તેનામાં ઉંડુ, અગાધ અને અસ્પષ્ટ તેજ છે. તે તેજ આપણને આંજે છે, તે તેજ ઉબકને આંજે છે. તે તેજે તે વિજય કરશે એમ સ્પષ્ટ જણાય છે.

## ત્રિભુવનઃ

ત્રિભુવનપાલ, દેવપ્રસાદનો પુત્ર–લાટનો દંડનાયક છે. તેનામાં તેના બાપનું શૌર્ય છે. તે પ્રચંડ છે, પ્રતાપી છે; તે યોદ્ધો છે, સૈનિક છે. તેને રાજ્ય કરવાની લાલસા નથી. તેનામાં મુત્સદ્દીપણું

નથી.* તેનામાં જયદેવ જેવી મહત્વાકાંક્ષા નથી. તેનામાં ઉદાનું ઉત્સાહીપણું નથી. કાકની બાહોશી અને બુદ્ધિ નથી. તે બધાથી જુદો અને નિરાળો છે. આવો છે છતાં ય તે પાટણનો માલિક છે. તેને દેખી પાટણની પ્રજા સંતોષ પામે છે. તેના દુઃખે પાટણની પ્રજા દુઃખી છે. તેણે પાટણનું હૃદય જીત્યું છે. તે પ્રસન્નનો પ્રિયતમ છે અને પ્રસન્નનું તોફાનીપણું ત્યાં ઓસરી જાય છે. ત્રિભુવનનો સ્વભાવ તેજી છે; અને તેથી જયદેવ કાકને બતાવતો નથી ત્યારે સખ્તાઇ વાપરી તે નવા રાજાના સ્વમાનના ચૂરા કરેછે. છતાં ય તે નિખાલસ સ્વભાવનો છે અને તરતજ થોડીવારે રાજાને કાકની સલાહ લેવા કહે છે. તે કાકને લીધે લાટને સર કરી શકયો અને પાટણનો ધ્વજ ત્યાં રોપી શકયો.

તે ગૌરવભર્યો છે, તેનામાં રાજ્યભક્તિ છે. તે રાજ્યભક્તિ કરી જીવે છે. પોતાના જીવની તેને દરકાર નથી, પણ રા' નાસી જાય તો પાટણનું શું ? તેની દરકાર છે અને કાકને છોડાવે છે. ત્રિભુવન ગુજરાતના નાથમાં ગૌણ બને છે, અને પોતે એકલો છુપાયેલો પડી રહે છે.

## મીનળ:

આપણાં પ્રકરણોમાં **મીનળ** બહુ દેખા દેતી નથી. પાટણની પ્રભુતામાં તેણે મુંજાલના મુત્સદ્દીપણા ઉપર પ્રહાર કર્યો હતો. ત્યારે તેને તેમાં વિશ્વાસ ન હતો. આજે ગુજરાતના નાથમાં તેને મુંજાલ ઉપર પૂર્ણ વિશ્વાસ છે. હવે આનંદસૂરીઓ આવી **મીનળને** મુંજાલ વિરૂદ્ધ ઉભી રાખી શકે તેમ નથી. તેનો યજ્ઞ હવે ખરા ઋત્વિક્‌ના હાથમાં છે. તેની સત્તા પહેલાં કરતાં વધારે છે, છતાં ય તે ઉઘાડી રીતે રાજ્યકારભારમાં ભાગ લેતા નથી. તેની આંખો બધે ફરે છે,

---

*તે કીર્તિદેવને કહે છે, "રાજ્યનીતિની વાતો મામા જાણે."

ચાર વર્ષે તેનામાં ફેરફાર થયા છે. "મીનલદેવીમાં ઘણો ફેરફાર પડયો હતો. તેનું શરીર પહેલાં કરતાં જરા જાડું થયું હતું. જુવાનીમાં પણ તેના મુખપર ગૌરવ તો હતું જ. હવે તે પાકટ થયું હતું અને સત્તા અને અડગતાની રેખાઓએ કુમાશ અને સાદાઇ તે ઉપરથી કાઢી નાખ્યાં હતાં. તેની આંખોમાં તેજ પહેલાના જેવું હતું. આમ તે સ્થિર થયું હતું. તેમાંથી પ્રતાપ સતત વહેતો. પહેલાંની માફક વધતો ઓછો કે ભયંકર ભાગ્યેજ થતો."

મીનળ ને મુંજાલનો પ્રભાવ સરખો ભયંકર છે, કારણ કે "બંને અંતરમાં એક હતાં તેથીજ એ પ્રભાવોનો વિરોધ ન્હોતો થતો. મીનળ મુંજાલને એકલવાયો દેખી દુ:ખી થાય છે અને અટકચાળી પ્રસન્ને ઉભા કહેલા પ્રકરણમાં તે સહાય આપે છે. આવી મીનળ ગુજરાતના નાથમાં છે. તે ગુજરાતના રાજ્યની અધિષ્ઠાત્રી દેવીને આપણે ધીમે ધીમે વાનપ્રસ્થ દીક્ષા લેતી જોઇએ છીએ. તેની મૂર્તિ ગુજરાતના નાથમાં ધીમે ધીમે પાછળ પડતી જાય છે. તે ગૌણપદ લે છે.

× × ×

પાત્રો ઉપર આછી નજર નાખી હવે આપણે આગળ વધીએ. પાત્રો જીવંત છે. કનૈયાલાલની સર્જનશક્તિ અજબ છે. તે પિતા જેમ તેનાં બાળકોને ઉછેરવા મહેનત લે છે. પાત્રોથી વસ્તુ ગુંફન થાય છે. વસ્તુ ઉપર પાત્રો આધાર રાખી બેસી રહેતાં નથી. પાત્રોમાં હોંશ છે, ઉર્મીઓ છે અને તે ઉર્મીઓ આખાય વસ્તુપટ ઉપર ફરી વળે છે, ફળદ્રુપ કરે છે, અને તેથી પાકતાં ફળોનો પોતે ઉપભોગ કરે છે. પરસેવો ઉતારી પેદા કરેલાં તે ફળો છે.

સંવાદો (નવલનું ચોથું અંગ)

નવલનાં પાત્રોમાંથી આપણે તેમના વાર્તાલાપ તરફ વળીશું. ઝીણવટથી અને સંભાળપૂર્વક લખાયેલા સંવાદો નવલનું એક અંગ બની રહે છે. સંવાદો વિનાનું નવલ નિબંધ જેવું રસિક છતાંય લુખ્ખું લાગે છે. વાચક બહુ રસ લઇ શકતો નથી. સંવાદોથી

આપણે નવલનાં પાત્રોની પાસે આવીએ છીએ. પાત્રો સંવાદોદ્વારા પોતાના વિચારો જણાવી શકે છે, અને તે વિચારો દ્વારા તેમનું વ્યક્તિત્વ આપણને સ્પષ્ટ જણાય છે. તેમના બીજા પાત્રો વિષેના અભિપ્રાયો આપણને મળે છે. ન્યાયાધિશ જેમ સાક્ષીઓને સાંભળ્યા પછી ન્યાય આપે તેમ આપણે પણ આપણા અભિપ્રાયો—નવલના કર્તા પાસેથી લઈ એકપક્ષી અભિપ્રાય ન આપતાં—સાક્ષીઓને (પાત્રોને) સાંભળી આપીએ છીએ. નાટકમાં પાત્રોની ખીલવણી સંવાદદ્વારા થાય છે. નાટકમાં તેની કિંમત વધારે છે, અને ફક્ત આજ નવલનું અંગ છે કે જે તેને નાટકની સમીપમાં આણે છે.

રા. મુનશીનાં નવલોમાં નવલનું આ અંગ ખીલતું જાય છે, અને તેની જરૂરીયાત નવલમાં વધારે છે એમ આપણને જણાય છે.

રા. મુનશી પહેલાનાં નવલોમાં આ તત્ત્વ ન જેવુંજ છે. અને જ્યાં જ્યાં તે જણાય છે ત્યાં ત્યાં નવલને તે શોભારૂપ પણ નથી. સંવાદો નવલનું એક શોભતું અંગ છે. તે કરણઘેલો અને સરસ્વતીચંદ્રમાં આપણને બોજારૂપ લાગે છે. નંદશંકર તો વર્ણન કરવા એટલે હરદાસી માંડી બેઠા છે. તેમને ઉપદેશો આપવા છે ત્યાં વાતો કરવા બીચારા ક્યાં થોભે? તેમને આ અંગને ખીલવવાની જરૂર નથી. સરસ્વતીચંદ્રના લેખકને આની જરૂર વિચારોની આપ લે કરવા ખાતર જ જણાય છે. પણ આ અંગ તેની કલાને સંપૂર્ણ બનાવશે એમ તેને લાગતું નથી. એ પણ નાનાલાલ કહે છે તેમ કાદમ્બરી છે. કાદમ્બરીના લેખકને સંવાદો શા? પુરાણોમાં વળી સંવાદોદ્વારા પાત્રા લેખન શાં? વ્યાસોને ચિત્રો દોરતાં આવડે છે ને ગોવર્ધનરામ દોરેછે. ગોવર્ધનરામનું ગૌરવ સરસ્વતીચંદ્રનું માનસ આલેખવામાં છે. રા. મુનશી ઉપર પરસાહિત્યની અસર હોઇ આ અંગનો તેમની કલામાં ઉપયોગ કરે છે. આવા સંવાદો ગદ્યમાં ઓજસ રેડે છે. અને તેનો જરૂર જોગો અને વિવેકબુદ્ધિથી થએલો

ઉપયોગ લેખકની કલા કૌશલ્યનો નમૂનો છે. મુનશીના સંવાદોમાં ઠકકુરની કિલષ્ટતા નથી. મુનશીના સંવાદો શિષ્ટ, સાદી અને સચોટ બાનીમાં લખાયેલા છે. મુનશીનું ભાષાગૌરવ ત્યાં ખીલી નિકળે છે. તે સંવાદોમાંથી તેનાં પાત્રો બહાર નીકળી આવે છે અને આપણી ભાષામાં આપણી સાથે વાતો કરે છે.

નાટકમાં જેમ સંવાદની નીચે છૂપાયેલો વસ્તુ વિકાસ, નવલમાં કેટલીક વખત આપણને જણાય છે. પણ સંવાદનો મુખ્ય સંબન્ધ તો પાત્રો સાથે જ છે. તે મેં ઉપર કહ્યું તેમ પાત્રોને સમજવામાં મદદરૂપ બને છે. વસ્તુ બહારના સંવાદો જો પાત્રો આલેખવામાં અને તેમને સુરેખ ઉભા રાખવામાં મદદ કરતા હોય તો કામના ખરા. પણ આવા સંવાદોથી નવલ ઉપર બોજો નાખવો ઉચિત નથી. સરસ્વતિચંદ્રનો લેખક વસ્તુ બહારની વાતો સરસ્વતિચંદ્રનું માનસ ચિતરવામાં કરે છે અને તે દ્વારા પોતાનું પાંડિત્ય બતાવે છે, નવલને બોજા રૂપ બનાવે છે. ગમે તેવા વિદ્વતાભર્યા, રસભર્યા આવા સંવાદો હોય પણ તે કલાની દૃષ્ટિએ નકામા છે. સમાજ અને દેશ ઉપરની ચર્ચા કરતા સંવાદો સરસ્વતિચંદ્રમાં અસ્થાને છે.

સંવાદો સ્વાભાવિક, યોગ્ય અને નાટયતત્વવાળા હોવા જોઇએ. એટલે કે તેમાં બોલનારનું વ્યક્તિત્વ સ્પષ્ટ જણાવું જોઇએ. આપણામાં કહેવાય છે કે **यदोयदा मुंचति वाक्यबाणं तदातदा जाति कुल:प्रमाणं** અને તેજ પ્રમાણે પાત્રને અનુકૂળ તેની ભાષા અને કલ્પના હોવી જોઇએ. પાત્રના મૂળમાંનો પ્રથમ જ શબ્દ તેનું વ્યક્તિત્વ જણાવવા બસ છે. સરસ્વતિચંદ્રનાં બધાં પાત્રો એક સરખી ભાષા વાપરે છે. તેથી પાત્રો કેટલીક વખત સ્પષ્ટ જણાતાં નથી. તેમાં નાટયતત્વ નથી. ત્યારે મુનશીના પાત્રોનું વ્યક્તિત્વ તેમના સંવાદોમાં છે. મુનશીના સંવાદો યોગ્યસ્થાને વપરાયેલા છે. તે સંવાદો પાત્રોની ખીલવણીમાં ઉમેરો કરે છે અને તેથી તેમાં નાટયતત્વ છે. મુનશીના

સંવાદો પાછળ વસ્તુ વિકાસ છે. અને તેથી નાટકની જેમ મુનશીના નવલનું વસ્તુ ગુંફન—ગુજરાતના નાથમાં સબળ છે. સંવાદના કર્ત્તાએ થતી વાતો લખવાની નથી પણ તે વાતોમાંથી સારરૂપે ઉભો કરેલો કાલ્પનિક સંવાદ Imaginary conversation રજુ કરવાનો છે. આપણે આગળ વધી કહી શકીશું કે મુનશીની નવલ-માંથી જો વર્ણન આદિ ભાગ કાઢી નાખવામાં આવે તો તેમાંથી એક સુંદર નાટક જન્મે.

આ ઉપર વધુ રોકાયા વિના મુનશીએ કરેલો તેનો ઉપયોગ જોઇએ.

નવલની શરૂઆતમાં (આપણે ગુજરાતના નાથની જ વાત કરીએ છીએ) કાક અને કૃષ્ણદેવનો સંવાદ નવલનું ઐતિહાસિક વસ્તુ આપણી સમક્ષ આબાદ રીતે ખડું કરે છે. 'કાકને ખાત્રી થાય છે કે તે પોતે પાટણનો રાજા થયો છે,' તે પ્રકરણનો સંવાદ કાકનું વ્યકિતત્વ બતાવે છે અને પાત્રાલેખનમાં મદદ રૂપ બને છે. [૧]મુંજાલનો કાશ્મીરાને ત્યાં કાક સાથેનો સંવાદ તેનામાં રહેલું વ્યક્તિ-ત્વ અને ઓજસ્ અને મુંજાલ વિચક્ષણ પુતળું છે એમ સ્પષ્ટ દાખવે છે. [૨]ઉદા અને કાકના સંવાદમાં ઉદાનું વ્યંગ જણાય છે. [૩]મંજરીનો તેની મા સાથેનો સંવાદ મંજરીની પુરી ઓળખાણ આપે છે. કલાકર સંવાદદ્વારા આખું પાત્ર આપણી સમક્ષ પૂર્વાપરનો સંબન્ધ બતાવી આપણને અર્પે છે. અને નાનો સરખો [૪] મંજરી અને કાકનો ખંભાતના અખાતમાં થયેલો સંવાદ કાક અને મંજરી વચ્ચે રહેલા અંતરને માપે છે.

"તમને સંસ્કૃત નથી આવડતું ?"......"લાટમાં બ્રાહ્મણો ભણતા નથી ?"

"ભણનાર ભણે છે હું તો યુદ્ધોમાં જ ઉછર્યો છું."

"વારૂ." જાણે પોતે ઉચ્ચ ભૂમિકાની હોય તેમ અસ્પર્શતાથી જરા ટટાર થતાં મંજરીએ કહ્યું "તમે નાહી આવો, હું રાંધી મૂકું"

---

૧ પ્રકરણ ૭, પાનું ૫૧. ૨ પ્રકરણ ૧૬, પાનુ ૯૫. ૩ પ્રકરણ ૧૮ પા. ૨૦૬. ૪ પા. ૧૧૬.

[૫]ત્રિભુવન અને કીર્તિદેવના સંવાદમાં કીર્તિદેવના શબ્દો કંઇ અકલ્પ્ય હૃદયભેદી પ્રતાપ સૂચવે છે. "મંડલેશ્વર મહારાજ ! બાહુમાં બળ હોય તો બતાવવાનાં સ્થાનો ઘણાં છે. ત્રણુસે વર્ષ તો લઢયા હવે કેટલું લઢવું છે ?" અને ત્રિભુવનનો પ્રત્યુત્તર, "એ મારૂં કામ નથી, રાજ્યનીતિની વાતો મામા જાણે"–આ સંવાદ ત્રિભુવન લડવૈયો છે અને મુત્સદ્દી નથી એમ સ્પષ્ટ સૂચવે છે. કીર્તિદેવનો આદર્શ તેના શબ્દે શબ્દમાં છે. રા. કનૈયાલાલ શબ્દે શબ્દે વ્યકિતત્વનાં નૂર રેડે છે. તેના સંવાદમાંથી તમે એકપણ શબ્દ ખસેડી શકશો નહિ અને એકપણ ઉમેરી શકશો નહિ.

[૬] "કોણ માલીક"વાળા સંવાદમાં સૂચન છે કે સિદ્ધરાજ કાચો હતો. તેનામાં મુત્સદ્દીપણું થોડું જ હતું. તેની પાસે સત્તા મેળવવાનો મંત્ર હતોજ નહીં, કાકને ત્રિભુવન છોડાવવા જાય છે, રાજાને ત્રિભુવન સત્તાદર્શક સ્વરે પૂછે છે.

"મને કેમ ન પૂછ્યું ? શા માટે કેદ કર્યો ?"

"મારી મરજી"

"મામાને અને મોટાં બાને ખબર છે ?"

"કોઇને પૂછવાની મને શી જરૂર ?"

"શી જરૂર ? શી જરૂર ? અમે તમારે માટે જીવ આપીએ અને અમને પૂછવાની શી જરૂર ?"

× × ×

"એક નોકરડા પાછળ આટલી પંચાત ?" તિરસ્કારથી રાજાએ કહ્યું.

"હું તમારી માફક મારા સેવકોને પગની રજ નથી માનતો."

\+ + +

"તમને ખબર છે કે હું કોણ છું" ?

---

૫. વિ. ૨ પ્રકરણ ૧ પા. ૧૪૫. ૬. વિ ૨. પ્ર. ૫. પા. ૧૬૨.

" મને ખબર છે કે જેવા તારા બાપ તોફાની હતા તેવો તું થવા લાગ્યો છે. "

" મારા બાપુ જેવો થઇશ. ત્યારે તો મારૂં જીવન ખરેખર કૃતાર્થ થશે. મેં ને મારા પૂર્વજોએ શું કર્યું છે તેનું કાંઇ તમને ભાન છે. સિંહાસને ચઢયા છો તો ખરા પણ એ સિંહાસન કોને લીધે છે તેનું કાંઇ ભાન છે ? "

આ સંવાદનાં વાકયો જયદેવને તેની અલ્પતાનું ભાન કરાવે છે અને ત્રિભુવન અને તેના વડવાઓના ગૌરવને મુનશીની તેજસ્વી કલમ તેવીજ ગૌરવશાળી બાનીમાં આલેખે છે.

+"મંજરીના સ્વામીઓ"માં શક્તિની પ્રતિમા સમી કાશમીરા અપૂર્વ, ઉન્માદક, કલ્પનાશક્તિને કેદી બનાવે તેવી મંજરીના સંવાદથી વાચકને મંજરી શાની બનેલી છે તેનું ભાન કરાવે છે.

" તમારા પાટણના વીરો અને પંડિતો બધા—"

" તેનો તને હિસાબ નથી ? "

" બા ! મારી સાથે વાત કરતાં માથું પાકશે જવા દો."

" હું તમારા કાલની નથી—ત્રિભુવન ગજાવનારા મહાકવિના કાલની છું: હું પાટણની બ્રાહ્મણી નથી—પણ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રને ખોળામાં છૂપાવવાની હોંશ ધારતી બીજી અનસૂયા છું. "

"અનસુયા થશે તો કોઇ અત્રિ હશે ત્યારે ને ? " કાશ્મીરાએ હસતાં ઉમેર્યું.

" બા ! તે હું જાણું છું. પેલો કાક નહી હોત તો મારે મરવું પડત. મોહિનીએ જેમ દેવ દાનવો ડોલાવ્યા તેમ મારા રૂપમાં પણ ભયંકર શક્તિ છે, એટલે લાલસાના સેવકો દુઃખ દેવા આવશે.. દુઃખ દેશે રીબાવશે. પણ હું કોને પરણું ? કોની જોડે સંબંધ બાંધું ? બા ! મેં તમને શું કહ્યું ? જ્યાં જોઉં છું ત્યાં વ્હેંતીઆઓ નજરે ચ્હડે છે. એમાંથી કોની દાસી થાઉં ? " ભયંકર કટાક્ષમયતાથી

---

+ ૧૯. પ્રકરણ સાતમુ પા. ૧૭૨

મંજરીએ પૂછ્યું.

\+ + +

કાશ્મીરાએ તેના નાથ જાણવા એકચિત્તે કાન દીધા અ
મંજરી કહે છે.

" પહેલો મારો નાથ—મારા પિતાએ સોંપેલો પહેલો મુગ
મણિ કોણ છે તે જાણો છો ? કાલીદાસ."

"કાલીદાસ કોણ ?"

"કાલીદાસ મારા હૈયાનો હાર. અહોનીશ તે મારી સાથે સંચરેછે
કોડથી મંજરીએ કહ્યું, " ખાતાં ઉઠતાં, બેસતાં અમારાં હૃદયે
એકજ તાન મારે છે; અમે સાથે સાથે ગગને વિહરતા મે
જોઇએ છીએ—પાસે છતાં આઘાં બની મેઘદૂતોથી સંદેશા કહાવી
છીએ; હૃદયના રસ રેડી એક બીજાને શોધીએ છીએ; જીવન
લ્હાવા લઇ અમારા છોકરાં ઉછેરીએ છીએ.

"છોકરાં ?"

" હા ! અમને છોકરાં છે—શકુન્તલા, પુરૂરવા, માલવિકા
બધા ઘણાં તે મારાં છે—કારણ કે મારા નાથનાં છે"

આવા નાટય તત્વવાળા સંવાદો મુનશીની લેખિની સાદી પ
ઓજસ્વી બાનીથી પ્રસંગોપાત યોગ્યસ્થાને વાપરી નવલને ઉંચ
કક્ષાએ લઇ જઇ નાટકની હારમાં મૂકે છે. આમાં જ મુનશીનું ખ
મહત્વ છે. આવા સંવાદોમાં મુનશી નંદશંકરે આદરેલા, ગોવર્ધનરા
પોષેલા નવલયજ્ઞને ભાર્ગવ બ્રાહ્મણ સંવાદોની આહુતી આપી તે
પુરો કરે છે. એ તો સત્ય છે કે નંદશંકર અને ગોવર્ધનરામમાં અ
સર્જન શક્તિ નથી જ.

સંવાદમાંથી ઉતરી નવલના પાંચમાં અંગ શૈલી તરફ વળીએ

<u>શૈલી.</u>

મારે કહેવાનું મેં ચાર અંગોની તપાસ કરી તેમાં કહી દીધું છે

શૈલી એ નવલનું પાંચમું અંગ હું ગણું છું તે ચર્ચવું બાકી રહી નથી ગયું. પાત્રાલેખન અને સંવાદોમાં આપણા કર્તાએ પાત્રોને અર્પેલું વ્યક્તિત્વ અને ગદ્યમાં રેડેલું ઓજસ્ જોયું. તે વ્યક્તિત્વ રેડવા કર્ત્તામાં વ્યક્તિત્વ જોઇએ. અને તેવા વ્યક્તિત્વની છાપ તે આપણને કહે છે તેમાં જણાય છે. મુનશીના ગદ્યમાં યુવાનીનું જોમ છે. એમની શૈલીમાં સર્જનશક્તિની ન્યૂનતા નથી. તે જીવંત પાત્રો ખડાં કરે છે. મુનશી ગણ્યા ગાંઠયા શબ્દોમાં ચીત્રો દોરે છે. ગોવર્ધનરામની સંસ્કૃત સૈલી અદષ્ટ થાય છે નવી શૈલી સરળ સચોટ અને સંસ્કારી છે. મુનશીનાં વાકયો નાનાં અને સાદાં છે. એ સાદાં વાકયો વાચકને જાદુની માફક દોરે છે. એમાં વિવિધતા **versatility** છે. જે વિવિધતા ગાંધીજીની શૈલીમાં નથી. મુનશીના શબ્દે શબ્દમાં જીવ છે અને તેના શબ્દથી ઉભુ થયેલું વાકય વિચાર પ્રગલ્ભ હોઇ વિશદતાનો મહાન ગુણથી તેની શૈલીને અલંકૃત કરે છે.

મુનશી ઉપર પર સાહિત્યની અસર છે એમ આધુનિક વિવેચકોમાં રા. રામચંદ્ર શુકલે સચોટ રીતે પુરવાર કર્યું છે. તેની શૈલીનાં બીજ પણ પર સાહિત્યમાં હશે એમ શંકા થાય છે[૧] કેટલીક વખત મુનશી અંગ્રેજીનું ભાષાન્તર કરી ન મૂકતા હોય તેમ લાગે છે.

મુનશી ભાવર્નિદેશ કરવાને કેટલીક વખત સામાન્ય જનતાનો ગૌરવ રહિત શબ્દ વાપરે છે. મુનશીની આ ઉણપ આપણને ખૂંચે છે. મુનશીમાં વ્યાકરણના પણ દોષો થાય છે. એમના ગદ્યના ગુણો વધારે છે. દોષો બહુ જ થોડા જડે છે. એમના સાદા ગદ્યમાં જોમ છે. એ જોમ આપણને ખેંચે છે. તેમાં નિર્મળ વહેતા ઝરણા સરીખડો સંગીતનો રવ છે; તે ઉભરાય છે ત્યારે તેનો ઘોષ ગગનવિહારી બને છે.

---

૧ સાહિત્ય : પાટણની પ્રભુતા અને મોં. ડુમાવાળો લેખ.

મુનશીનાં નાનાં સાદાં વાક્યો પાછળ આપણે કેટલીક વખ સુરેખ ઉભી રહેલી વ્યક્તિને જોઇએ છીએ. આ ગુણ થોડાજ કલ કરોમાં હોય છે. અંગ્રેજી સાહિત્યમા કૅાલરીજ આવાં શબ્દ ચિ: ખડાં કરતો. જુઓ આ તેણે દોરેલું કીર્તિદેવનું ચિત્ર.

"તે યુવક નહતો, પણ મુખની કુમાશ પરથી બાલક–પુ: વેષમાં બાલા–હોય તેવો લાગતો. તે જમીન પર ઉતર્યો, પ ભાગ્યે જ ભોંય પર પાદ સ્પર્શ કરી ઉભો હોય એવો લાગતો; તે શરીર પર શસ્ત્રોનો બોજો હતો, છતાં શરીરની છટામાં કે ચાપલ્ય નવોઢાને પણ શરમાવે એવો હતો તેનું મુખ ખરેખરૂં મુખારવિ જ કહી શકાય. તેની મોટી આંખોમાં અપાર્થિવ તેજ હતું. તે તે બધા લોકસમૂહ પર પડતું હતું, પણ દેવોની કે દીવાનની આં જુએ એમ સમુહપર ઠર્યા વિના તે કોઇ અદષ્ટ કે કલ્પના પ્રદેશ અનિર્વાચ્ય ભવ્યતા જોઇ રહેતું હોય એમ દૂર અને દૂર જવા મથતુ.

કલ્પનાની અસ્પર્શ્ય મૂર્તિ આપણી સમક્ષ ઉભી રહે છે. મુ નશી એકપણ શબ્દ નકામો વાપરતા નથી. અને તેથી તેની શૈલ મોહક છે. આપણને મોહ પમાડે છે અને આપણે એના દો ભૂલી જઇએ છીએ.

અન્તે

બનતા પ્રયત્ને મેં નવલનાં અંગોનું પૃથકરણ કર્યું છે. મુનશ ઉપરના કેટલાક આક્ષેપોનો જવાબ આપવાનું આ સ્થળ નથી. પ એકનો જવાબ અહીં આપી વિરમીશ કેટલાક કહે છે મુન શીએ નીતિનાં બંધન શિથીલ કર્યાં. તેમને હું કહીશ કે મુનશીએ દેવડી સર્જાવી તે આક્ષેપનો જવાબ આપ્યો છે. મુનશીની મંજર લો અને એ કલ્પનાની ગર્વિષ્ટ મૂર્તિ રાજાધિરાજમાં પતિપરાયણ રહેતી× જોઇ તમે દીગ થશો. મીનળ અને મૃણાલ મુનશીના આદ ર્શો નથી. મુનશીને મનુષ્ય સ્વભાવનું પૃથકરણ કરવું છે. દુનિયામ

× રાજાધિરાજ—મા કે અર્ધાંગના.

મીનળો અને મૃણાલો ઘણી છે; રાણકો થોડી છે. મુનશીને દુનિયામાં વસેલુ નગ્ન સત્ય આપણને આપવું છે અને બેધડક આપણને આપે છે.

## જનસ્વભાવનાં બે ચિત્રો

મુંજાલ મીનળને પ્રથમ મળે છે. તેમના હૃદયોમાં કંઈક પ્રેરણાની લહરી આવી વાસો કરે છે. તેમાંથી પ્રેમનો જન્મ થાય છે. ચંદ્રાવતીની કુમારીકા અને મુંજાલ વચ્ચે વ્યવહારની દિવાલ છે. હૃદયનો ગૂઢ સંબંધ સાધવા મુંજાલ તેને કર્ણદેવ સાથે પરણાવે છે મીનળ મુંજાલને ભૂલી શકતી નથી. મુંજાલ મીનળને ભૂલી શકતો નથી. અને લેન્સલોટ અને ગ્વીનીવીઅર[1] સરખો તેમનો કિસ્સો ઉભો થાય છે. સમાજનાં બંધન તેમને છૂટથી મળવા દેતાં ન હતાં. તે દિવાલને તેમણે અદૃષ્ટ રીતે તોડી અને તેમનો શુદ્ધ સ્નેહ હૃદયે ઝૂરતો રહે.

આજ પ્રકરણ રાણક અને કૃષ્ણનું છે પણ તેમાં સ્હેજ ફેરફાર છે, જયદેવનો સંદેશ લઇ કૃષ્ણ જાય છે. રાણક કૃષ્ણને જૂએ છે. પ્રેમમાં પડે છે. તેમના હૃદયના સંબંધો બંધાય છે. જયદેવ જાતે જઇ તેનો સ્નેહ લઇ શકતો નથી. કારણ કે તેને પણ વ્યવહારની દિવાલ રોક છે. લ્હેરી કૃષ્ણને તો દરકાર નથી. તે રાણકનું હૃદય જીતે છે. રાણકને પરણે છે. રાણક જો જયદેવને પરણી હોત તો આ પરિણામ પણ કદાચ ભયંકર આવત. પ્રથમ-દર્શને કૃષ્ણે તેના પર અજબ છાપ પાડી હતી. રાણકને તો તે પતિ ભવોભવ જોઇએ છે. મીનળે તો તે કર્ણદેવને આ ભવમાંથીજ દૂર હડસેલી મૂકયો હતો.

આપણે આ બે ચિત્રો ઉપર વિચાર કરી સાર રૂપે જોઇશું કે રા. મુનશી નીતિનાં બંધન શિથલ કરવાને માગતા નથી પણ મનુષ્ય સ્વભાવનું પૃથ્થકરણ કરી એક એકથી નિરાળાં પાત્રોનું માનસ આપણી સમક્ષ રજુ કરે છે. અને ખરો આદર્શ રજુ કરે છે.

---

[1] ટેનીસનનો પ્રખ્યાત કિસ્સો–Lancelot & Guenevere.

# ગુજરાતનો નાથ

("પાટણની પ્રભુતા" પછીના સમયની વાર્તા)

પ્ર, ૧.

સરસ્વતીને તીરે.

પ્રસ્તુત વાર્તાનો આરંભકાળ વિક્રમ સંવત ૧૧૫૪ ના શીયાળાથી થાય છે. એ શીયાળાની રાતે કડકડતી ટાઢમાં સરસ્વતીને તીરે ચારસો પાંચસો માણસો પાટણને સામે કીનારે ઉઘાડામાં પડયાં હતાં. માળવાની પાટણ ઉપર ચઢાઇના ભયે પાટણના દરવાજા રાત્રે બંધ રાખવામાં આવે છે. રાજકીય પરિસ્થીતિ એમ સુચવે છે કે માળવી સેનાપતી ઉબક સાથે સમાધાન કરવા વૃદ્ધ અમાત્ય શાંતુ મહેતા સજ્જનશાને પાટણ સોંપી ગયા છે. લાટથી કાક નામનો ભટ્ટ પોતાના મહારાજ—ત્રિભુવનપાલ-લાટના દંડ-નાયક-લશ્કર લઇને દોડતા આવે છે એવો સંદેશો લઈ મારતી સાંઢણીએ ધસમસ્યો આવે છે. કાક અને કૃષ્ણદેવની વાતો ઉપરથી આપણને આ જણાય છે. પાટણ આ વેળા ન ધણીયાતું હતું; કારણ રાજમાતા મુંજાલ અને જયસિંહ સાથે યાત્રાએ ગયાં હતાં.

પાત્રો વિષે કૈંક:-

કૃષ્ણદેવ અને કાકનાં ચિત્રો કલાકર દોરે છે, "પશુરાજ અને ખગરાજ, સિંહ અને ગરૂડ—એ બેના જેવી મુખમુદ્રા ચારિત્રશાળી મનુષ્યોની હોય છે." એ બન્ને પ્રકારના આ નમુના હતાં.

વાર્તાનો પિતા વાર્તાનાં મુખ્ય ઐતિહાસિક પાત્રોને ખુબીથી આપણી સમક્ષ ધરે છે. 'પાટણનો રાજા શબ્દપતિ જ છે' તે કૃષ્ણદેવના તીખા શબ્દો આપણને કહે છે; અને "ખંભાતના ધણીની સત્તા ને સમૃદ્ધિ આગળ કોઈનો હીસાબ નથી" આમ બોલતો કાક અને ઉદા વચ્ચે ચકમક ઝરવીજ જોઈએ એમ જણાય છે.

અર્થ:—

**નીરનો:** પાણીનો રવ; અવાજ. **શૂન્યતામાં:** શાંતિમાં. **ભયજનક:** ભય ઉપજાવે તેવો. **સીકરો;** બિંદુઓ, પાણીનાં કણો. **ટીકળ:** શરદી. **અસ્થિર;** સ્થિર નહી તે, હાલતાં. **ઓળાઓ:** પડછાયા.

**ભભકદાર:** તેજદાર, રોનકદાર. **બાજુબંધ** (ફા૦): હાથે કોણીપર ઘાલવાનુ એક ઘરેણું; કડું. **છટા:** શોભા, તેજ, કાંતિ, પ્રભા. ૨. અહીં-ઢબ; રીત; **નીરાંત:** શાંતિ. **બેદરકારી;** બેપરવાઇ; બેકાળજી. **સુભટ;** લડવૈયો; શૂરવીર. **સાંઢણી:** ઉંટડી. **આકર્ષક:** ( સં+આ +કર્ષ-ખેંચવું) મોહક. **કદાવર:** (આ૦ કદ+ ફા૦ આવર્દત.) ભવ્ય: પ્રચંડ. **બન્નેની આંખમાં તરવારની ધારો ચમકતી:** કાક અને કૃષ્ણદેવ—બંનેની આંખનાં તેજ અસીધારા જેવાં તીક્ષ્ણ અને તેજદાર હતાં. **દિગ્વિજય:** (સં. દિક+વિજય) રાજાએ ચારે દિશાઓમાં અનેક રાજયોને જીતવાં તે ૨. મોટી ફતેહ; મોટો જય. **મૃગપતિ** (મૃગ+પતિ) સિંહ, પશુરાજ. **અણીઆળી:** તીક્ષ્ણ છેડાવાળી. **તીણું;** અણીવાળુ. **ગરૂડરાજ:** પક્ષીઓનો રાજા; ખગરાજ. **સચોટ:** લક્ષ્યવેધી. **નીડર;** ડરે નહી તેવો, હીંમતવાળો. **દુરઅંદેશી:** દૂર સુધી નજર પહોંચાડનાર. **મુખમુદ્રા:** મોઢાની કળા. **ચારિત્રશાળી:** ચારત્ર્યથી ભરપૂર. પ્રકારના; જાતના. **ટોળમાં:** મજાકમાં. **ભ્રકુટિ;** ભમ્મરો—ભ્રકુટિ ચઢાવવી એટલે ક્રોધે ભરાવું. **ખુણો લઇ બેસવું** હિંદુ રિવાજ પ્રમાણે સ્ત્રી જયારે વિધવા થાય ત્યારે ઘર છોડી શકે નહિતેને ખુણે બેઠી કહેવાય છે. અહીં પાટણના રાજા વ. યાત્રાએ ગયેલાં હોવાથી શાંતુ મહેતા સમાધાન કરવા ગયા અને સજ્જનશા દરવાજા રાત્રે બંધ રાખતા હતા. આવા ન ધણીયાતા પાટણને ખુણે બેઠેલુ કૃષ્ણદેવે કહ્યું છે.

**"તે પાપ ધોવા ગયા છે":** યાત્રાએ ગયા છે. કૃષ્ણદેવ પાટણનો દુશ્મન છે, પણ ક્ષત્રિય છે અને તેથી શાન્તુ મહેતાની વાણીયા વિદ્યા જેવી રાજ્ય નીતિથી વિરૂદ્ધ હોઇ તિરસ્કારથી કહે છે કે જયસિંહ પાપ ધોવા ગયા છે.

**સેનાપતિ ઉબક:** માળવાનો સેનાપતિ જે ગુજરાત ઉપર

---

૧. પ્રબંધ ચિંતામણી સર્ગ. ૩. પા. ૬૪

ચઢી આવ્યો હતો તે પણ રા. મુનશી વાર્તાના વસ્તુમાં ઉબક ગણે છે. તેનો સમય દૂર છે પણ પાસે લાવે છે.

ઉદ્દા મહેતા; આ પાત્ર ઇતિહાસસિદ્ધ છે. રાસમાળા અને પ્રબંધ ચિંતામણીમાં તેનું નામ છે. ઉદ્દો અથવા ઉદયન પૂર્વાશ્રમમાં મારવાડનો શ્રીમાળી વાણીયો હતો. મધ્યરાત્રીએ ચોમાસામાં ઘી લેવા જતા ઉદ્દાને મજૂરોએ કહ્યું કે તારા મજૂરો તો કર્ણાવતી છે. તે કર્ણાવતી ગયો. એટલાછીપણ મળી. તેનો તે અતિથી થયો. થોડા દીવસે તેણે ઘર બંધાવા માંડયું. અને તેને દ્રવ્ય મળ્યું. લાછિને તેણે આપવા માંડયું પણ તેણે ના પાડી. તે દ્રવ્યના પ્રતાપથી તે આગળ વધ્યો. કર્ણાવતીમાં ૭૨ જિનાલયોવાળો જિનપ્રસાદ બંધાવ્યો. સિદ્ધરાજે એને મંત્રી ઠરાવીને સ્તંભતીર્થ (ખંભાત) મોકલ્યો.[૨]

શાંતુ મહેતાઃ વૃદ્ધ અમાત્ય, [૩]યશોવર્માને તેણે પૈસા આપી પાછો કહાડયો. રા. મુનશી ઉલક લે છે. તે જાતે વાણીયો છે, જૈન ધર્મ પાળે છે. રાજયકારભારમાં રાણી તેની સહાય લેતી.

મુંજાલઃ બાહોશ મહાઅમાત્ય–ઇતિહાસસિદ્ધ વ્યક્તિ છે. તે જાતે વાણિયો છે. જૈન ધર્મ પાળે છે. મીનળ સાથેનો રા. મુનશીએ યોજેલો સંબન્ધ રાસમાળાના શબ્દોથી જણાય છે. તે મીનળનો હોય તેમાં નવાઇ નહિ. " નમુંજાલા નામે એક ઘણી સુંદર નટી સાથે રાજા ( કર્ણ ) પ્રેમમાં લુબ્ધ થયો એટલે તેને એકાન્તમાં મળવાનો સંકેત કર્યો. આ વાત એના એક મુંજાલ નામે પ્રધાનના જાણવામાં હતી તેથી તેણે નટીને સાટે મયણલ્લદેવીને અડાવી દીધી. કર્ણ જાળમાં સપડાયો, રાણી સગર્ભા થઇ, તેણે એંધાણીને માટે પોતાના પતિની રાજમુદ્રા યુકિતબંધ મેળવી લીધી કે આગળ ઉપર વાંધો પડે તો કામમાં લાગે. રાજાના જાણવામાં નટી જ હતી તેથી પછવાડેથી તેને ઘણો પશ્ચાત્તાપ થયો, અને બ્રાહ્મણની સલાહ પ્રમાણે પીતળની

---

૨. રાસમાળા. પા. ૧૪૬.પ્રબંધ ચિં. પા. ૧૬૧.

૩. રાસમાળા ૩. પા. ૧૪૭ પ્ર. ચિ. પા.૧૬૪.

સાત ઉની ખીકાવેલી મૂર્તિઓને બાઝવાનું ભયંકર પ્રાયશ્ચિત કરવાને રાજા તૈયાર થયો. પ્રધાને ( મુંજાલે ) પછી, તેને યુક્તિથી ઠગ્યો હતો તે વાત કહી દીધી. આ પ્રમાણે મયણલ્લદેવી, પ્રતાપવંત સિદ્ધરાજ જયસિંહદેવની માતા થઈ. " રા. મુનશી આ આધારે પાટણુની પ્રભુતામાં મુંજાલને નાયક બનાવ્યો. તેનું આધિપત્ય ગુજરાતના નાથમાં પણુ દેખા દે છે.

વારોજઃ વખત અચાનકઃ એકાએક, ઓચીંતુ.

" દૂરથી ડુંગર રળીઆમણા " આ લોક કહેવત છે. અહીં કૃષ્ણુદેવ જયદેવનું માન લાટ દૂર છે માટે જ છે. એમ કહે છે. દૂરથી જેમ ડુંગરો રમણીય અને ભવ્ય લાગે તેમ જયદેવનો પ્રતાપ દૂરથી જ તેજવતો હતો. પાસે એટલે ગુજરાતમાં તેનો કોઇ ભાવ પણુ પૂછતું ન હતું.

૧. પ્રબંધ ચિંતામણીમાં યશોવર્મા ચઢી આવ્યો હતો એમ ઉલ્લેખ છે.

સુંદરીઓઃ સ્ત્રીઓ–રૂપાળી. ત્રાસથીઃ ભયથી.

" હમણાં તો...જલજલકાર છે. " કાકે કહ્યું કે ત્રિભુવન પાટણુને પૃથ્વીનું મધ્યબિંદુ ગણે છે. પાટણુ મધ્યમાં હતું. તેની દક્ષિણુમાં લાટ છે. પશ્ચિમમાં સોરઠ છે અને ઉત્તરમાં અવંતિ (માળવા)છે. તે બધાને હારી શકે તેવી તેની સીમા છે. કૃષ્ણુદેવ પાટણુનો દુશ્મન હોઇ કહે છે કે પાટણુ અત્યારે તો પાણીનું મધ્યબિંદુ છે. પાટણુ ઉપર અવંતી ચઢી આવ્યું હતું. તેથી પાટણુના દરવાજા બંધ હતા અને પાટણુની ખાઇઓ ખુલ્લી મૂકવામાં આવી હતી. તેથી બધે પાણી પાણી જ જણાતું હતું.

પ્ર. ૨

## ઝાડની નીચે બેઠેલા માણુસ.

વાર્તાકાર " પાટણુની પ્રભુતા " ના અંત પછીનાં ચાર વર્ષની પાટણુના રાજ્યનીતિ ઉપર ઉડતી નજર નાખે છે અને મુંજાલ–મીનળ

ન હતાં તેથી વૃદ્ધ અમાત્ય શાન્તુ મહેતા એકાદ ન્હાની લડાઇ લઢી લક્ષ્મણવર્માના સેનાપતિ સાથે શૌર્ય વિસરી ડહાપણથી વર્તે છે. સંધી કરવાના પ્રયત્નો આદરે છે સવારના પહોરમાં "કોઇ જાણીતા" માણસોને લેવા હોડી આવતી અને તેમાં કાક અને કૃષ્ણદેવ જવાના હતા. તેમણે ઉંઘવા માંડયું. કાકમાં મજબુત શક ભરાયો હતો કે ઝાડની ઓથે બેઠેલાં માણસોએ પોતાની વાત ધ્યાનપૂર્વક સાંભળી છે, તેથી તે જાગતો પડયો રહ્યો. તે બે વ્યક્તિઓએ ઘુસપુસ વાતો કરવા માંડી; એક યુવાન અને બીજી પ્રૌઢ હતી. મધ્યરાત્રીએ આ બે વ્યકિતઓ હુકમ વિરૂદ્ધ પાટણ જવા તત્પર હતી. કાકે તેમની પુંઠ પકડી. તે બે વ્યકિતઓ તરાપો લઇ સામેપાર ગઇ. કાકે પાણીમાં ઝંપલાવ્યું. બાહોશ ભટે તેમને પકડી પાડી માળવી સેનાપતિ અને નરવર્મા જાહેર કર્યા. પેલી પ્રૌઢ વ્યકિતએ સત્તાદર્શક અવાજે જણાવ્યું કે તે મુંજાલ હતી; કાકે ધારી લીધું કે બીજી વ્યકિત જયદેવ હતો. કાકને વાત જાહેર ન પડે માટે તાકીદ આપી તેઓ ગુપ્ત બારી વાટે ગામમાં ગયા. કૃષ્ણદેવ ઉંઘ્યો અને આ બધુ વિત્યુ. કાક પાછો ફર્યો.

પાત્રો વિષે કૈંક:

કાક ખંતીલો છે, બાહોશ છે તે આ પ્રકરણમાં જણાય છે. તે રાજભકત પણ છે. જયદેવની ખાતર તે સરસ્વતીનાં નીર કાપે છે, અને તે નવી વ્યકિતને મળે છે મુંજાલના વ્યકિતત્વથી કાક દાઝે છે. જયદેવ લપાતો લપાતો જાય છે.

"છોકરા" મોટાએ સખત અવાજે કહ્યું, "અજાણ્યાની વાતમાં પડીએ નહી. અમને જવા દે" થી શરૂ થતો વાર્તાલાપ મુંજાલનું વ્યકિતત્વ અને પ્રભાવ બતાવે છે અને કાકની હિંમત બતાવે છે. વાચકે વાંચી લઇ જાતે જ તેનો તોડ કાઢવો.

**અર્થ:**

**ભેદુએ:** માહીતગાર માણસે. **માહીતી:** ખબર, **મહા અમાત્યઃ** મૂખ્ય પ્રધાન. **નડતરઃ** આડખીલી. **લોકપ્રિયઃ** જનપ્રિય. લોકોમાં માનીતો.

**દેવપ્રસાદઃ** રાજા કર્ણદેવનો ભત્રિજો, ક્ષેમરાજનો પુત્ર અને ત્રિભુવનપાલનો બાપ દેહસ્થલીનો મંડળેશ્વર. પાટણની પ્રભુતામાં તેનો ભાગ મુખ્ય હતો. આનંદસૂરીએ તેને મારી નાખ્યો હતો. તે શાન્તીની મૂર્તિ ગણાતો. તે ઇતિહાસસિદ્ધ વ્યક્તિ છે રાસમાળાનો કર્તા લખે છે કેઃ કર્ણના ભાઇ ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદે રાજાના મરણની વાત સાંભળી એટલે સરસ્વતીને કિનારે ચિતા ખડકાવીને બળી મુવો. રા. મુનશીએ નવલના વસ્તુમાં યોગ્ય ફેરફાર કર્યો છે. **જિનશાસનઃ** જૈનધર્મ. **પ્રવર્તાવવાનોઃ** ફેલાવવાનો. **અદૃષ્ટ થયો હતોઃ** નાશ પામ્યો હતો. **તંતુએઃ** તાંતણે. **પર્યટનેઃ** મુસાફરીએ. **કેન્દ્રસ્થાનઃ** મધ્યસ્થાન. **સત્તાધીશઃ** ( સત્તા+અધીશ ) સત્તાનોપ્રભુ. સત્તાવાન. **ન ધણીઆતુંઃ** ધણી વિનાનું. **ઉદ્‌ભવીઃ** પેદા થઈ **રાજ-નગરઃ** પાટનગર પાટણ. **વ્યાકુલઃ** ગભરાયેલી; બાવરી. **રાંકડીઃ** ગરિબ. **પ્રભુઃ** રાજા. ( જયદેવ ) **વિનાશકઃ** નાશ કરનાર. ( ઉબક ) **શમ્યાઃ** શાંત થયા. હોલાઇ ગયા. **સત્તાશીળઃ** સત્તાભર્યો. **સજ્જ થયાઃ** તૈયાર થયા. **રાજશાસનઃ** રાજ્યનો હુકમ. **ધ્રુજતોઃ** કંપતો. **દોડીઃ** હુકમ **જાસુસઃ** ગુપ્તચર. **હોદ્દેદારઃ** ઉપરી અમલદાર. **ગઢવીઃ** ગઢ સાચવનાર. **દગલબાજઃ** કપટી. **તાકીનેઃ** ધારીને. **પ્રભાવઃ** પ્રતાપ. **મુખરેખાઃ** મોઢાની રેખાઓ. **ગર્વયુક્તઃ** ગર્વથી ભરેલું.

**પ્ર ૩.**

**પાટણમાં:**

કાકે ઉષાના તેજમાં લપાયેલું ઇન્દ્રપુરી સમ પાટણ નીહાળ્યું. આનંદાશ્ચર્યની કીકીઆરી ઓચીંતી તેના મુખમાંથી નીકળી પડી. તમ

સુવર્ણ જેવા વર્ણમાં વીંટાયલાં મંદિરના કલશો પાસે સૂર્ય પણ તેને ઝાંખો જણાયો. પૃથ્વિ ઉપર સ્વર્ગનો તેને ભાસ થયો. કાકે જોયેલ અણહીલવાડ પાટણ અને મુસલમાન સ્થાપિત અર્વાચીન પાટણ તદ્દન નીરાળા જ છે. કાક અને કૃષ્ણદેવની વાત પરથી વાચકને સ્પષ્ટ થાય છે કે સાવ અજાણ્યા કાકને કૃષ્ણદેવ પાટણના કોટનો ઇતિહાસ કહી કોટ તૂટે તો ઠીક, એ બધુ તોછડી રીતથી કહી તેને બતાવે છે. સવારમાં શહેરના દરવાજા ઉઘાડયા. બહારના લોકોને લેવા હોડીઓ આવી. કાક–કૃષ્ણ જુદા પડયા. દરવાજેથી એક સુભટ કાકને સજ્જન મંત્રીને ઘેર લઇ ગયો. તે સુભટ વિશળદેવ હતો;—કર્ણદેવના એક નાના કાકાનો પૌત્ર, દેશળનો નાનો ભાઇ. કૃષ્ણદેવ પણ ત્યાં જ હતો. વિશળને કાકે અસ્વસ્થ દીઠો, અને તેનો કૃષ્ણદેવ માટેનો વ્હેમ વધ્યો. કાક રાજગઢ ગયો. વિશાળ ત્યાં રહ્યો.

પાત્રો વિષે કંઇક: કૃષ્ણદેવ,' તમે આવું શું બોલો છો ? કોઇ સાંભળશે તો–" " સાંભળશે તો જ્ઞાની થશે. ઉત્પત્તી હોય તેનો લય થવો જ જોઇએ. પાટણ પડવાનું હોય તો પ્રભુ કરે ને તે યશ મને મળે." કાકને જવાબ આપતા કૃષ્ણદેવની બેદરકારી નીડરતા અને નિરાંત વ્હેમાવે તેવી છે, ને કાકને તેમજ થાય છે.

વિશળદેવમાં પાણી નથી તે જણાય છે. તે કૃષ્ણદેવને જે ઓળખે છે ને તેને જોઇ અસ્વસ્થ બને છે. કૃષ્ણદેવ સ્વસ્થ રહે છે. કાકની નજર વિશળ ઉપર થઇ પસાર થાય છે, અને કૃષ્ણદેવ માટે તેનો વ્હેમ મજબુત બને છે.

પહો ફાટવાની: સવાર થવાની. સંધ્યા સ્નાન: નાહી ધોઇ ધ્યાન ધરવું તે. ઘસઘસાટ: નિરાંતે; ગાઢ ઉંઘે. ખોળીઉ: શરીર. કાઠીઆવાડી શબ્દ છે. ધૂષ્ટતા: ખળતા નરસિંહ માણસોમાં સિંહ જેવો, નરશાર્દુલ.

કાકની વિચાર અહીંથી પાટણનું રમ્ય વર્ણન શરૂ થાય છે. કનૈયાલાલની વર્ણનશૈલી આપણને મોહ પમાડે છે.

ધગધગતો: ઉન્હો, ઉકળતો. સપાટાબંધ: જોસભેર. પ્રસરેલાં: ફેલાએલાં મેખલા: કટીમેખલા, ઓપે: શોભે. સંગેમરમર: આરસ શીલા. અચેતન: ચેતન વિનાના, જીવ વિનાના. દ્વારપાલ: સેવક, નોકર, દરવાજાનો રક્ષણ કરનાર દરવાન. નકશીથી: કોતરકામથી, ઝાલર: ઉડતી કોર. સમીર: પવન. ઈંદ્રપુરી: ઇન્દ્રને રહેવાનું સ્થાન: અલકાનગરી. મહત્વાકાંક્ષા: (મહત્વ+આકાંક્ષા) મોટી ઇચ્છા. આશા: ઉમેદ. વિરમી: બંધ થઇ. વિશ્વકર્મા: દેવનો શિલ્પી. વીસરાવે: ભૂલાવે, ઉપાલંભવા: મહેણું મારવા. ગગનભેદી: આકાશ વિંધતા. ઝળહળાટ: તેજોમયતા પાટણના કવિઓ...થતો પાટણના રાજવી બહાદુર લડવૈયાઓ હતા. તેની ગાદીએ શૌર્ય વીસાર્યું નહતું. પાટણના મંદિરે અંઢળક ધન હોઇ સોનાના કળશો ઝગતા. આમ શાર્ય અને ધનથી પાટણ ગમે તેને હારવા તૈયાર હતું. અરે! તે તેજે તે સૂર્યને પણ હરાવતું.

દુભવવા: પજવવા. આવરી હતી: (સં. આ+વૃ) ઢાંકી દીધી હતી. ખંડીએર: જમીનદોસ્ત મકાનો પૌષધશાળા: અપાસરા. અસલી: પહેલાંનું. સાખ: સાક્ષી. પુનિત: પવિત્ર, પુજવા લાયક. અસ્થિ: હાડકાં. ક્ષેત્ર: સ્થળ. મહાતીર્થ: મોટું તીર્થસ્થાન; જ્યાં જઇ પાવન થવાય. નષ્ટ: નાશ.

સોને મઢેલા કળશો ફરીથી સોને મઢાયા: કળશો સુવર્ણના હતા અને તેમના ઉપર બાલ સૂર્યના કિરણો પડી તેમને વધારે સોનેરી બનાવતા હતા. એકચિત્તે: સ્થિરચિત્તે. પાણીચું મળ્યું: રજા મળી. ઓવારો: ઘાટ. ભેદભરેલા: મર્મવાળા. ઉત્કંઠા: તીવ્ર ઇચ્છા. ભાવહીણી: ભાવ વિનાની-લુખ્ખી. દંભ: ડાળમયઅભિમાન. ચાંપા મહેતા: વનરાજ ચાવડાનો મંત્રી અને સજ્જનશાનો પૂર્વજ. સામંત: ખંડિયો રાજા; મંડળીક, ઠાકોર, લડવૈયો યોદ્ધો; સરદાર. શુરા: બહાદુર.

**દેશળદેવ:** વિશળદેવનો મોટો ભાઈ; પાટણના રાજા સાથે તેને કોઈ ઊંડુ વેર હતું. તે વિરુદ્ધ વાતાવરણ ઉભુ કરવા મથતો. એનો રોગ પારખવો હાલ મુશ્કેલ છે. તે કર્ણદેવના નાના કાકાનો પૌત્ર થાય. ત્રિભુવનપાલ કર્ણદેવના ભત્રિજાનો "છોકરો તે (ત્રિભુવનપાલ) કર્ણદેવ મહારાજના સગા ભત્રીજા: અહીં ભૂલ છે. [1]કર્ણદેવ અને ક્ષેમરાજ બે ભાઈ થાય. ક્ષેમરાજનો પુત્ર દેવપ્રસાદ અને તેનો પુત્ર ત્રિભુવનપાલ. દેવપ્રસાદ કર્ણદેવનો ભત્રીજો થાય. અને કાક કહે છે તેમ ત્રિભુવનપાલ ભત્રીજો નહિ પણ ભત્રીજાનો છોકરો થાય.

**બકુલાદેવી:** વણિક હતી. તેનો પુત્ર ક્ષેમરાજ મુંજાલની બ્હેન: હંસા, દેવપ્રસાદની સ્રી, ત્રિભુવનપાલની મા. પાટણની પ્રભુતામા દુઃખે શોષાય છે ને કેદ થાય છે. મુંજાલ શ્રાવક હતો. તેથી હંસા પણ શ્રાવક. આમ ત્રિભુવનપાલની મા અને દાદાની (ક્ષેમરાજની) મા પણ શ્રાવક હતી. "મુંજાલ મહેતાના ભાણેજ અને પ્રસન્નબાની ભત્રીજી" આ ઇતિહાસસિદ્ધ નથી. મુનશીની કલ્પનાએ ઉપજાવ્યું છે.

વાટિકા: બગીચો; વાડી; ઉદ્યાન. ટોટો નહોતો: ખોટ નહી, ઘણા હતા.

પંક્તિનો: દરજ્જાનો.

સોરઠના રા'નવઘણ તે "અમારી માના બાપ" દેશળ અને વિશળ. રા'ખેંગારના ભાણેજ થાય. [2]આ ઇતિહાસ સિદ્ધ સત્ય છે.

દ્દષ્ટિપાતે: નજરે.

પ્ર. ૪.

<u>પાટણના રાજ્ય-કર્તાઓ:</u>

કાક અને મનપાલ રાજગઢ પહોંચ્યા. શાન્તુ મહેતાના પુત્ર વિનયચંદ્રે ખબર આપી કે મંત્રી મંડળમાં ભારે ખળભળાટ ચાલી

---

૧. રાસ પા. ૧૮૬ ૨. રાસ. પા. ૨૦૫.

રહ્યો છે. ધનપાલે કાકના આગમનની ખબર કહી. કાકને અંદર
બોલાવવામાં આવ્યો. કાકે અંદર જઇ જોયું કે પાંચેક માણસો એ
ગાદી પાથરેલા ચોરા પર બેઠા હતા.–જરીનો તકીઓ અઢેલીને
યુવાન રાજા, જમણી બાજુએ મહાઅમાત્ય મુંજાલ અને સામે
ત્રણ જણ બેઠેલા હતા. તેમાં દેશળ હતો. દેશળની બાજુમાં ઉંચે
પગે એક શસ્ત્રસજ્જિત પ્રચંડકાય યોદ્ધો બેઠેલો હતો. તે ચાંપાનો
વંશજ ભોળો ભલો સજ્જનમંત્રી અને તેની સાથે સોલંકીઓનો
પેઢીધર મંત્રી લુલો હતો. કાકે દંડવત્ કરી સંદેશો નિવેદન કર્યો
કે ત્રિભુવનપાલ લશ્કર સાથે કર્ણાવતી થોભશે. મુંજાલે સંદેશો
સાંભળી, દેશળને ૨૦૦૦ માણસ સાથે પાટણ છોડવા કહ્યું. કા
સાથે મંડલેશ્વરને કહાવ્યું કે તે ભોગપુર પાટણના લશ્કરને મળે
કાક ઉપડયો. બધાના ગયા પછી યુવાનરાજાએ વાક્બાણથી મહાઅ
માત્યને પ્રહાર કરવા લાગ્યો.

રાજ્યમાં પોતાનો કક્કોજ નહતો. તે મુંઝાયો. મુંજાલે તેમ
ઝંપલાવવાની સલાહ આપી. "આજથી જ રાજા બનો," આમ સૂચવ
તે ગયો. જયદેવે લુલાના પુત્રને–તેના મિત્ર શોભને છાનોમાનો
કાકને બોલાવવા મોકલ્યો.

પાત્રો વિષે કંઈક:

મહા અમાત્ય મુંજાલનું વ્યક્તિત્વ રાજા અને તેના મંત્રીવર
ને ડારે છે. કાકને પૂછેલી તેની પ્રશ્નાવલી સાંભળો; દેશળને ડામતી
તેની સચોટ નજર જુઓ—રાજાને શિખામણ દેતાં તેની બુદ્ધિ અને
વાત્સલ્યભાવ જુઓ અને તમે મંત્રીને નમન કરશો.

સજ્જનમંત્રી ભોળા અને ભલા "નર–હસ્તિ" સરીખડા
વિશાળ છતાંય ભેટ બાલક જેવું કોમલ હૃદય રાખતા મંત્રીની ધા
પાટણના લેખામાં નથી. તે પ્રચંડ અને પ્રતાપી યોદ્ધો છે.

જયસિંહનો કચવાટ મુંજાલ સાથેના વાર્તાલાપમાં જણાય છે

અને તે મહત્વાકાંક્ષી પુરૂષ અકળામણનો માર્યો મુંજાલ જોડે આથડે છે. આ એના શબ્દો: "નહી તો તમે આમ બેસી રહો ? શાન્તુ મહેતા પૈસા આપી સમાધાન કરે, ઉદો મારા હુકમની અવગણના કરે આથી મારી કીર્તિને શી વધારે ધૂળ ભેગી કરવી છે ?" તેનામાં સમજ નથી.

અર્થ:

ધમાચકડી: ગડબડ, ધાંધલ ગમદુર (અ) શક્તિ; તાકાત; રોનકદાર: (અ.) સુશોભિત ભપકાદાર લચી રહી હતી; લટકી રહી હતી. આરસામાં: દર્પણમાં.

"પહેલાં સોલંકીયો" વિગેરે: મૂળરાજ અને તેની પછીના રાજાઓના દુર્ગો એક વાણીયાના ઘર કરતાં પણ સાદા હતા. પાટણને કર્ણદેવ સુધી બહુજ ઘા ખમવા પડયા હતા. ભીમદેવને ગીઝનીએ જંપવા દીધો ન હતો. કર્ણદેવનું લશ્કર નમાલું હતું. આવા પાટણને હવે એકચક્રે રાજ્ય કરવું હતું. તેણે તેનાં મંડાણ માંડયાં હતાં, અને પાટણ મધ્યબિંદુ હતુ. પાટણ તેવા સામ્રાજયનું હૃદય હતુ. ત્યાંથી તેની રાજનીતિ જાહેર થતી. અને તેના આત્માનો અને દેહનો વિકાસ થતો. પાટણનો રાજગઢ આત્માનુ નિવાસસ્થાન હોઇ સુંદર હતો. નિવાસસ્થાન: રહેવાનું સ્થળ કીર્તિસ્તંભ મહાન વિજયની યાદગીરી માટે બંધાવેલો મિનારો. ચિરંજીવી બહુ જીવે તે, અહીં છોકરો: દિકરા, શ્રેષ્ટ: ઉત્તમ અહીં મંત્રીવર મુંજાલ ઘુમતો હતો: ફરતો હતો. નીડર: ડરે નહી તેવો. હિંમત વાળો, બાહુ: હાથ. આત્મનિષ્ઠ: પોતાનામાં શ્રદ્ધા રાખનારો. રસેલી: ઢોળ ચઢાવેલી. નકશી કામ: કોતરકામ. દીગ થઇ જાય છે. અચંબો પામે છે. તીક્ષ્ણ: ઝીણી સર્વગ્રાહી બંધુ ગ્રહણ કરી લે તેવી. શરીરે એકવડો: બાંધી કાઠીનો ભવાં–ભમરો ભુજાઓ: હાથો.

"જેમ નરસિંહ–સમા થયો તેમ જો "નર–હસ્તી" સમાજ હોય તો તે વગેરે—

**સજ્જનમંત્રી પ્રચંડ હતા. નરસિંહ જેવી તેની કટી ન હતી. હાથી જેવો તેમનો દેખાવ હતો. મુંજાલ નરશાર્દુલ હતો. તેનું વ્યક્તિત્વ છાપ પાડતું. સજ્જન મંત્રીનું પ્રચંડ શરીર યોદ્ધા જેવી છાપ પાડતું હતું. હાથી જેમ તેમની ચાલ ધીરી હતી. સિંહ જેમ તે કુદકા ભરી શકતા ન હતા. તેમના દરેકે દરેક પગલે સાવધાનતા હતી.

**લાંબા થોભીઆ:** મોટીમુછો. **પ્રભાવ:** તેજ. **ગળગળી:** આંસુથી ભરેલી, રડુંરડું થતી. **ખ્યાતિના:** કીર્તિના **મોભાથી:** પ્રતિષ્ઠાથી. **સમરાંગણ:** લડાઇનું મેદાન. **ધરણી:** પૃથ્વી. **ઘનદળ:** વાદળો. **હોકારતો:** બૂમ પાડતો. **સંહારતો:** વિનાશ કરતો. **શંકરનું તાંડવ નૃત્ય:** પ્રલયનો પિતા રૂદ્ર સંહાર કરતી વખત તાંડવ નૃત્ય કરે છે અને સૃષ્ટિનો નાશ કરે છે એમ પુરાણો ભાખે છે. **દુર્જય:** જીતી ન શકાય તેવો. **પાત:** માલિક. **લેખાતો:** ગણાતો. **ત્રિપુંડ:** શૈવ માર્ગિઓનું નિશાન. **પેઢીધર:** પેઢીઓથી ઉતરી આવેલો. **જૈનેતર:** જૈન સિવાય બીજા. **નિરંતર:** હંમેશાં. **ખપ:** કામ. **થોભ્યો:** ઉભો રહ્યો. **પાળા:** પગે ચાલીને લડનારો સિપાઇ. **તેજસ્વી નયનો:** તેજભરી આંખો. **દઝાડતાં:** બાળતો. **વિપ્ર:** બ્રાહ્મણ. **રખેને:** કદાચ. **નચિંત:** ફીકર વિનાના. **અકળામણ:** ( સં. આકુલતા ) મનનો ગભરાટ. **વાત્સલ્ય:** મમતા પ્રેમ. **અવર્ણનીય:** વર્ણન કરી ન શકાય તેવા. **ઓળા:** શેરડા. **ન કળાય:** ન સમજી શકાય તેવો. **ખેદયુક્ત:** શોકપૂર્ણ. **ઝંપલાવો,** ચાહોમ કરીને પડો.

**તમાર कालस्य कारणम થવું જોઇએ ત્યારે રાજા થવાય** મુંજાલ જયદેવને કહે છે તમે રાજા છો અને નીતિ ભાખે છે કે રાજા જ કાલનો પિતા છે. તે ધારે તેમ કરી શકે છે. માટે તમે કેડ કસો અને કાલને હાથમાં લઇ તેને તમારી મરજી મુજબ ફેરવો. આમ અકળામણ કરે કાંઇ નહી થાય. કામે વળગો.

દબીનેઃ મીનળને સામગ્રીઃ સાહિત્ય. એકઠી કરી છે; ભેગી કરી છે. વીરોઃ શૂરવીરો; યોદ્ધાઓ ગર્વમાંઃ અભિમાનમાં. લખલુટ પુષ્કળ, ભરપુર, બેશુમાર. સ્વચ્છંદે પોતાને મન ફાવતી રીતે. મહત્તા ઐશ્વર્ય; પ્રતિષ્ટા; ગૌરવ. સકંજામાં દબાણમાં, હેડમાં સર્જાવી છેઃ ઉત્પન્ન કરી છે. ઓથામાં છાંયમાં ઉછળતેહૈયે ભરેલા હૈયે.

"શક્તિ વિનાની—વગેરે જયદેવને રાજા થવું છે, તેને તેની પ્રતિષ્ટાને હાની પહોંચાડનાર મંત્રીઓને-ઉદો અને શાન્તુ મહેતાને શિક્ષા કરવી છે. તેની એને અકળામણનો પાર નથી તે વખતે મુંજાલ કહે છે. આપણામાં શક્તિ ન હોય તો બીજાને શિક્ષા કરતાં ડરવું. તે શિક્ષા કરવા જતાં આપણીજ થઇ જાય. જયદેવમાં તેવી શક્તિઓ ન જેવી હતી. તે મંત્રીઓ સમક્ષ તે નામનું ઠીઠુંજ હતો. શક્તિ વિનાનો માણસ શિક્ષા કરે અને ધન વિનાનો માણસ દાન કરે તે બંને છેવટે હાંસીને પાત્ર થાય. કારણ કે શક્તિ વિના શિક્ષા શાની અને ધનવિનાનાં ધનશાં! મુંજાલ જયદેવને આમકહી તેની સ્થિતિનું ભાન કરાવે છે.

પ્ર. ૫.

કૃષ્ણદેવે કેમ વખત ગાળ્યો.

વિશાળ કૃષ્ણદેવને મળવા ગયો, પણ કૃષ્ણદેવે તેના તરફ ધ્યાન આપ્યું નહિ તેથી વિશાળ ચાલ્યો ગયો. કૃષ્ણદેવને ચેન ન પડવાથી પાછલી બારી વાટે તે નિર્જન વાડીમાં કુદી પડયો. જલકુંડની આસપાસ ઝાડની ઘટામાં લાંબી તાણી. થોડી વારે કંકણના અવાજથી તેને લાગ્યું કે કોઇબાલા જલકુંડમાં સ્નાન કરી રહી છે. તેણે નફ્ટ થઇ તે બાલા જોડે વધારે છુટથી વાત કરવા માંડી. કૃષ્ણદેવના મોરલી જેવા અવાજે અને મનોહર મુખે બાલાને વિવશ બનાવી અને સજ્જનમંત્રીની સોમ સુંદરી તેની સાથે નિઃસંકોચપણે બોલવા લાગી વાતચીતમાં કૃષ્ણે તેની પાસેથી કઢાવ્યું કે તે કુંવારી છે. એ-

વામાં તેનો ભાઇ લક્ષ્મણ આવી તેને તેડી ગયો. કૃષ્ણ ને લક્ષ્મણે માળવી ચઢાઇ વિષયક થોડી વાત કહી ભાઇબેન અંદરના ભાગમાં ગયાં.

**પાત્રો વિષે કાંઇક**

આપણે હવે કૃષ્ણદેવને સ્ત્રીનાં હૃદયો જીતતો જોઇએ છીએ તેની સ્વચ્છતા અને બેદરકારી અહીં વેરાઇ જાય છે. કૃષ્ણ મોરલીના સ્વરે બોલી મોહ પમાડે છે. તે ખ્હેરી છે. "તેની તેજસ્વી આંખો બાલાના અંગે અંગની છાપ અંતરમાં પાડતી હતી."

સોમ સુંદર છે. બાલા છે. પ્રસન્ન જેવી તેનામાં દઢતા નથી અને સોમ પૂર્ણ ન હોઇ કદાચ વ્હેલી કરમાશે એમ જણાય છે. પાટણની પ્રભુતાની પ્રસન્ન પછી સોમ આપણને મળી; મંજરી હજુ મળવાની બાકી છે. સોમ કૃષ્ણના સ્વરે રૂપે અને ભોળવાય છે. અને તેનો વિનાશ પણ કદાચ ત્યાં હોય એમ કૃષ્ણની એકદમ ઉડતી પ્રશ્નાવળી બતાવે છે.

અર્થ:

વાટ: રાહ આડંબર: ડોળ, સુકો ભપકો દાસ: નોકર. વપરાશમાં: ઉપયોગમાં. નિર્જન: ઉજ્જડ. તરૂ: ઝાડ લતાઓ વેલો વિકાસ: ફેલાવો. વિહરતો હતો; ચરતો હતો. ભુસ્કો! કુદકો અસંસ્કારી ગામડીઆ રીતે. કલાપી-મોર. અંત: છેડો. જલકુંડ; પાણીનો હોજ. નિરર્થક કામ વિનાનું; જેમાં કાંઇ અર્થજ (લાભ) ન હોય તેવું—ફોગટ. હાનિ: નુકશાન. રગોમાં: નસોમાં કંકણ; બંગડી. કૌમુદી ચાંદની: અહીં મોઢાનું કૌમુદી જેવું શીતળ આનંદ આપે તેવું તેજ. મનોહર; મનને હરણ કરે તેવું-લોભાવે તેવું. લાલિત્ય સૌન્દર્ય: લાવણ્ય. કાંતિ મસ્તાનપણાની; યૌવનના મદથી ભરેલી ઉન્મત્તતા; તોફાન. અનુરાગી હતો! પ્રેમઘેલો-ચ્હાનારો હતો. મોરલી બંસરી. કૃષ્ણના મોરલી ગોપીકાઓના હૈયાં હેલે

ાવતી. અને અહીં કૃષ્ણદેવતા સૂરમાં મોરલીનો રણકાર હતો.
સોમના કન્યાને કેમ વશ ન કરે? મૃત્યુલોક, પૃથ્વી મૃત્યુલોક
વાય છે; જ્યાં માનવ અમર નથી. સ્વર્ગમાં અમર દેહના
કો રહે છે. મૃત્યુ અને જરા તેમને અડતાં નથી. એવી પુરાણી
ન્યતા છે. અલોપ અદૃષ્ટ ઝપઝપ એકદમ ઉતાવળમાં અંબોડો
ણી. નીખાલસપણું ભોળપણ. સ્નેહાળ સ્નેહથી–ભાવથી ભરેલી.
નમ: લઘુતા, નીચાપણુ, ઉંચકુળને સ્વભાવને ન શોભે તેવું.

મેં સાંભળ્યું છે કે ત્રિભુવનપાલના પટરાણીએ પાટણની
મુતામાં પ્રસન્ને મોરારપાળને થાપ આપી તેનો ઇસારો છે.
ંચાઇ ઉભો અટકીને ઉભો. વિદાય કરી મોકલી દઇ.

૬

<u>મા કાકને એવી ખાત્રી થાય છે કે પોતે પાટણનો રાજા
ય છે.</u>

રાજગઢમાંથી બહાર નીકળી કાકે, વિશળ અને દેશળને
નગી વાતમાં દીઠા. તેનો શક બલવત્તર થતો ગયો. પણ શોભ
વી કાકને જયદેવ પાસે લઇ ગયો. ત્રિભુવને પત્રમાં લખ્યું હતું કે
; વિશ્વાસુ અને બાહોશ માણસ છે. તેથી જયદેવ તેની
ાહ લે છે: જયદેવને કાક કહે છે કે શ્રાવકમંત્રીઓના હાથમાં
ટણની સત્તા પ્રબળ છે પણ મુંજાલ જયદેવની કસોટી કરવા લાગે
તે રાજાના પાસેથી ત્રણે ચાલુ પરિસ્થિતિનો તોડ લાવે છે અને
જાને સમજાવે છે. કાક કહે છે શાન્તુ મહેતાએ સમાધાન કરી
કર્યું છે. અહીંઆનું લશ્કર ઉબક સામુ જાય અને રા'નવઘણ
આવે તો પાટણનું શું થાય? ખંભાત અને કર્ણાવતીથી લશ્કર
તેમ નથી, માટે પાટણને સાચવવા સમાધાનની જરૂર છે.
ળ પાટણનો વિરોધી છે તેથી મુંજાલે મોકલ્યો તેનું કારણ
આ જ. આમ મુંજાલની નીતિ પણ જણાવી કહ્યું કે દેશળના

ગયા બાદ મુંજાલ બીજા બધા હુકમો કદાચ ફેરવે પણ ખરા. ઉદાને સજા કરવા રાજાની રજા લઇ કાક ખંભાત જવાનું કહે છે. અને રાજાને કહે છે કે મુંજાલ મારી સાથે સંદેશો કહાવશે કે ત્રિભુવન રાંનવઘણ સામે જાય, ઉબક સામે ન જાય. વાત થતી હતીને મુંજાલ મહેતા આવ્યા, કાક છુપાઇ ગયો. મુંજાલે ધાર્યું હતું કે જયદેવ નિરાધાર થઇ બેઠો હશે. અને પોતે તેને સલાહ આપશે. મહા અમાત્ય આશ્ચર્ય સાથે બાલરાજાને તોડ કાઢતો સાંભળે છે. તે દીંગ ચાય છે, ચમકે છે અને રાજાને ધન્યવાદ આપે છે પણ મુંજાલ ને શંકા પડે છે અને વિચાર કરતો જાય છે. કાક બહાર નીકળે છે, કર્ણાવતી થઇ ખંભાત જવાનો હુકમ લઇ પગે લાગી જાય છે.

પાત્રો વિષે કંઇક—

જયદેવને પાટણ માટે બહુ લાગે છે. કાકને બોલાવી બહુ સમજાવે છે; અને મુંજાલ આવે છે ત્યારે જાણે કાકને ન ઓળખતો હોય તેમ કાક વિષે વાત વાતમાં પૂછે છે. "અં–બીજું" જયદેવે આગળ ચલાવ્યું. " પેલા ત્રિભુવનભાઇએ માણસ મોકલ્યો હતો. એનું નામ શું ?" જયદેવ બાલ છે પણ તેનામાં ઉસ્તાદીના કણ છે, તેનામાં મહત્વાકાંક્ષા પોષવાનાં બીજ છે.

કાક: ત્રિભુવનભાઇ લખે છે કે તમે ઘણા વિશ્વાસુ અને બાહોશ માણસ છો, આમ કહેતો જયદેવ તેની સલાહ લે છે. કાકનાં બુદ્ધિનાં તેજ તેની રાજા સાથેની વાતમાં દેખા દે છે. અને તેનો શિષ્ય જ્યારે મુંજાલ સાથે વાત કરે છે અને મુંજાલને ચમકાવે છે ત્યારે કાક માને છે કે તે ઘડીએ પાટણનો રાજા તો તે પોતે હતો. અને તીક્ષ્ણ દૃષ્ટિ નાખી હાર જતો મુંજાલ બબડે છે, " "આ કોણ પાકયો છે ? જરા ધ્યાન આપવું પડશે." આમ કાકનાં બુદ્ધિતેજ અને તેનું વ્યક્તિત્વ પાટણના બુદ્ધિશાળી મુત્સદ્દી મહાઅમાત્યને ચમકાવે–ડરાવે તેવાં નજરે પડે છે.

અર્થ:—

રંગ છે: મત છે. અજાણ્યા: અપરિચીત. ચમકયો ચોંકયો. વર્તણુક રિતભાત. અધીરાઇ અકળામણ ર. ધીરજ—સબુરી નહી તે. આહોશ હોશીયાર, ચાલાક, કાબેલ ર. બહાદુર, ખબરદાર. વિસ્મિત ચકિત. પ્રાબલ્ય પ્રતાપ. અભય જીવનદાન, આશ્રય. રક્ષણ નખશીખ પગથી તે માથા સુધી. નીહાળ્યો જોયો. આકાંક્ષા ઇચ્છા. કયાં કોઇથી ઉતરે તેવા છે મુંજાલને હરાવે તેવું કોઇ નથી. તે મહા સુત્સદ્દી છે. વિચાર માંડી જ વાળો. વિચાર છોડી દો. આપ...... યાદ હશે, " પાટણની પ્રભુતામાં" આનંદસૂરીની સલાહે ચાલી મીનળે મુંજાલની સલાહો નહોતી માની. મીનળને રાતોરાત બાલ રાજાને લઇ પાટણ છોડવું પડયું હતું. મુંજાલને મીનળે કેદ કર્યો હતો, પાટણ વિફર્યું હતું. આખરે મીનળ મુંજાલને મળે છે અને પાટણના દરવાજા ખુલ્લા થાય છે. કાક જયદેવને કહે છે મહાઅમાત્ય વિફર્યો ત્યારે આ સહન કરવું પડયું હતું તો હવે તે મહાઅમાત્ય વિરૂદ્ધ કોઇ નથી તેને લીધે જ પાટણ છે; અને એ તમારી વિરૂદ્ધ થશે તો તમે કાંઇ કરી શકવાના નથી. કસોટી પરીક્ષા.

દડમજલ. થાક ખાધા વિના ચાલવું તે. પ્રયાણ પ્રસ્થાન " એને મહાન્............કારો. " કાક જયદેવને કહે છે કે ઉદો ઉસ્તાદ છે અને તેને થાપ આપવી એ એક મુશ્કેલી છે. પણ જો હું ખંભાત જઇશ તો કોઇ ઉપાય શોધી લાવીશ.

ફરમાનો આજ્ઞાઓ, હુકમો.

"તેનો શિષ્ય તેને ઉસ્તાદ લાગ્યો." છજામાં ઉભો રહેલો કાક જયદેવને મુંજાલ સામે સત્તાદર્શક અવાજે આખુંય વાતાવરણ જાણે સ્વયં જાણી નહી તેમ કહે છે, તેથી કાકને લાગે છે,

"આ ઘડીએ પાટણનો રાજા તો તે પોતે હતો." કાકે કહેલી વાતોનો ઉપયોગ જયદેવે કર્યો. મુંજાલને પણ આ જ કહેવાનું હતું. મુંજાલ જાણતો હતો કે તેને બાળરાજાને આ સલાહો આપવી પડશે.

પણ તે બધું ય કાક દ્વારા જયદેવે જાણ્યું અને મહાઅમાત્યને મુંઝવણમાં નાખ્યો, તેથી કાક છજામાં ઉભો ઉભો માને છે કે પોતે પાટણની સત્તાનો સુત્રધાર આજથી બન્યો.

તીક્ષ્ણ દૃષ્ટિ કંઇક શોધવા પ્રયત્ન કરતી નજર.

" આ કોણ પાકયો છે !...પડશે " મુંજાલ મુત્સદ્દીપણાને ડારે એવો કોઇ પાકયો છે એમ મુંજાલને જણાય છે. જયદેવમાં ઉંડી પહોંચ ન હતી; આજે તેનામાં બુદ્ધિના ફણગા ફુટયા અને મંત્રીવરને અજાયબીમાં ગરકાવ કર્યા. મુંજાલ તે વ્યકિતને શોધવા એક શોધક દષ્ટિ નાખે છે.

કમરબંધ કમરપટો.

પાટણના રાજ્યકર્તામાં બુદ્ધિની વિશાળતા નહતી, તે બાહોશ અને બુદ્ધિશાળી કાકે જોયું. મહત્વાકાંક્ષી જયદેવને મુંજાલથી છાની વાતો કરવી છે. કાકે આ તકનો લાભ લીધો અને પોતાના વ્યકિતત્વની છાપ બાલ રાજા ઉપર પાડી.

પ્ર. ૭.

<u>કાશ્મીરા દેવી—</u>

કાક સજ્જનશ્રાને ત્યાં અમીજળ લેવા જતો હતો. ત્યાં રસ્તામાંથી કાશ્મીરા (પ્રસન્ન)નો નોકર આવી તેને તેડી ગયો. કાકે મહેલમાં જઇ ભાવિ રાજાનું તોફાન નીહાળ્યું. તેને ખબર ન હતી કે તે ગુજરાતના ભાવિસમાટ્રને કાશ્મીરાના હુકમથી પકડવા જાય છે. મુંજાલ મહેતા ત્યાં આવે છે. કાક મંડલેશ્વરનો મિત્ર છે એમ કહી તેનું ગૌરવ વધારે છે. વાત વાતમાં મુંજાલ કાક પાસેથી જાણી લે છે કે તે એકલો બીજીવાર રાજાને મળી આવ્યો હતો. મુંજાલે તેના અભિમાન પર ઘા કર્યો. કાકની માન્યતામાં ભૂલ બતાવી; સમાધાનથી માલવાનો પક્ષ સબળ થશે અને શ્રાવકો અહિંસાનું ભજન કરી દાસ થશે. આમ કાકનું હૃદય અલ્પતા પામ્યું. મંત્રીની મગદુરનું ભાન થયું.

પાત્રો વિષે કેંક-કાક મુંજાલ સમક્ષ અલ્પતા અનુભવે છે. બુદ્ધિશાળી કાક ઘડી અંજાય છે, છતાંય મુંજાલ કહે છે, "ભટજી, તમે હોંશીયાર છો તમારી રીતભાત મને ગમે છે."

મુંજાલ, તે તેજસ્વી નરસિંહ, પાટણની સત્તાની મૂર્તિ બની પ્રતાપ દાખવે છે, તે મુત્સદ્દી છે અને નટની માફક કાકને આંજવા જ સમાધાનની વિરૂદ્ધતા બતાવે છે. તે કાકે કહ્યું, તેમજ કરનાર છે તે જ તેના વિચારો છે એમ તે ગયા પ્રકરણમાં કહે છે; "મને લાગે છે કે મારા વિચારો તમે ચોરી ગયા !"

કાશ્મીરા—લાટના દંડનાયકની પત્ની, પાટણની રાજ્યલક્ષ્મી છે. કલાકર પાત્રનાં લક્ષણો અહીં આપે છે "અહો ! કોણ ભટજી ! આવ" એમ પોતાના મિત્રને આવકાર દેતી તે ગૌરવભરી છે.

અર્થ:—

અન્નજળ જમવાનું પાર્શ્વક નોકર, અનુચર ચમત્કાર અજાયબી પમાડે તેવા દેખાવ. ખ્યાતિથી કીર્તિથી. કારકીર્દિ જીવન. પટ્ટણી પાટણના ફેટવેલી લાડ લડાવેલી, માથે ચઢાવેલી અદ્ભુત વિસ્મયકારક-વિરલ. ધર્મધુરંધરો ધર્માધ્યક્ષો. ચારણો ભાટો એકમતે. સર્વાનુમતે. અગ્રસ્થાન. પહેલું સ્થાન.

પુરૂષોમાં મુંજાલ-સ્ત્રીઓમાં કાશ્મીરા દેવી:—પાટણના નગર જનો બે વ્યકિતને માનની નજરથી જોતા તે બે વ્યકિતઓ મુંજાલ એક કાશ્મીરા હતા. પુરૂષોમાં મુંજાલ ઉંચુ સ્થાન ભોગવતો. તેની જોડ હતી, અને સ્ત્રીઓમાં કાશ્મીરાની જોડ ન હતી. બંને વ્યકિતઓ રાજ્યનાં બળ વધારતી.

હક્રાવતી માથે છાણાં થાપતી. કાશ્મીરા ક્રોધના માથાની હતી. આયુધો શસ્ત્રો. તોબા પોકરાવતી હંફાવતી. જબરદસ્તી (ફા. જબરદસ્ત) જબરાઇ, છટકી જવા નાસી જવા, સટકી જવા સટી જવા સાઇ (સાહી) પકડી. અદબમાં માનભેર.

સશકત—શક્તિ સાથેની, શક્તિવાળી, મજબુત, બાંધી કાઠીની. **વિદ્યુતનો ચમકારો** વિજળીનો ઝબકારો. **આવી લાગશે** આવી પહોંચશે. એ શુદ્ધ પ્રયોગ છે. છુટકારો મુક્તિ **કુમારીયા** વ્હાલમાં વપરાર્યો છે. સિદ્ધરાજ પછી પાટણની ગાદીનો માલિક છે કુમારપાળ. ધુરકાવવા **માંડયા** ડોળા કાઢયા.

**ચીસાડા** ચીસો, બૂમો. લાટીય પ્રયોગ આપણે વાપરતા નથી. **ક્ષુભિત થયો** ક્ષોભ પામ્યો. **સંકેલવા** સંકારવા સમારવા, "સંકેલવુ" એ પ્રયોગ અહિં ઉચિત નથી.

**મલકાયો** સ્મિત કર્યું: **હાસ્યકિરણ** સ્મિત લહરી વિનય વિવેક. **એકેપગે** આતુર. ઈંતેજાર. **કુલાટ** બડાશ, મિથ્યાભિમાન **સચોટ પ્રશ્નાવલિ** ઉપરા છાપરી પૂછેલા અસરકારક અને લક્ષ્યવેધી પ્રશ્નો ગર્વનષ્ટ થયો. તેનું મિથ્યાભિમાન ગરી પડયુ.

ગરવાઈ જઇ વ્હીલાઇ જઈ છોભીલો પડી જઇ દાખવતો બતાવતો લઘુતા અલ્પતાશરમીન્દો બન્યો. શરમાઇ ગયો. ટુંક અલ્પ ઓછી નાદાન **ધસી આવવું** ચડી આવવું **શુંમાલ** (ખરો પ્રયોગ "શોપાલ" છે શું વિશેષણ વિકારી છે) શોર **નટની ખુબીથી** રંગભૂમિ ઉપર કામ કરનારની છટા **આવેશ** ઉભરે ખેલો, બાજીઓ. **સાધુઓ અમારી પુરાણ** શરૂ કરશેઃ જૈન સાધુઓ અહિંસાવાદનો આરંભ કરશે. પુરાણની જાતી નાન્યતર છે તે લેખક ભૂલથી નારી જાતી તરીકે વાપરે છે. **અહિંસાવાદી** મુંજાલ હતો. પણ પાટણ ખાતર તેનો ત્યાગ તે કરવા તત્પર હતો.

તંતઃ દુરાગ્રહ. પિંજણ. **અમારીનું**: અહિંસાનું. **ભજન કરી** સેવન કરી, શરણ લઇ **જાલંધર** વૃન્દાનો પતિ. વૃન્દાને છળવા વિષ્ણુએ પ્રયત્ન કરી એને કપટથી મારી નાખ્યો હતો.

---

× સર્વદમનનું દશ્ય અહીં યાદ આવે છે. કદાચને મુનશીએ તેમાંથી પ્રેરણા લીધી હોય.

વઢો નહિ તો વઢનાર આપોઃ મુંજાલ માને છે કે રાજાએ સોમ દેવને તુષ્ઠ કરી માગી લેવું જોઇએ કે શંકર પોતે લઢવા તૈયાર ન હોય તો તેણે એક યોદ્ધો લઢી શકે તેવો આપવો જોઇએ. બાણાસુર વિષે આવું કાંઇક છે. ગહૃન: ગૂઢ. વાક્ પાટવ : શબ્દચાતુરી. સહેલ: સહેલું. કાંપે: કંપે, થરથરે. ગજું: શકિત, ગુંજાસ. ખુશામત ( ફા. ખુશામદ ) તારીફ કરી કામ કાઢી લેવાની વૃત્તિ, પળશી કરી કરી કાઢી લેવાની વૃત્તિ. કુદાકુદીઃ સાહસ. વગર વિચાર્યું કામ કરવું તે.

---

## પ્ર. ૮

## મામાજી અને ભાણેજવહુના પ્રશંસનીય વિચારો.

આખરે મુંજાલ કાક દ્વારા સંદેશો પાઠવે છે કે ત્રિભુવનને વિરમગામ નહીં પણ નવકાંઠા જવું, એટલે રાં'ને પકડવો સ્હેલ થશે. લાટની અશાંતિ વિષયક વાતમાં કાક મુંજાલને ધ્રુવ સેનાપતિ મુખ્ય હોવાનું જણાવે છે. તે સેનાપતી તેની સાથે જુના મહારાજની મૃણાલ કુંવરીને લઇને ફરે છે. એટલે પ્રજા તેને જુની ગાદીનો પ્રતિનિધી માને છે. મુંજાલ આનું સમાધાન કરવા કાશ્મીરાને ચોંકાવનારો ઉપાય શોધે છે. તે એ કે મૃણાલને પાટણ લાવી ત્રિભુવન વેરે પરણાવવી અને ધ્રુવને સેનાપતિ કરી માળવા મોકલવો જો કે આ વાતે ઠઠ્ઠાનું સ્વરૂપ લીધું પણ મુંજાલ મક્કમ હતો. અને કાશ્મીરા મામીજી લાવવાનું જાહેર કરે છે, અને સોમને વાર્ત્તા સાથે ગુંથવાનો ઉપાય કલાકર જોડે છે.

### પાત્રો વિષે કાંઈકઃ

" અરે તારી ! તું પણ મારી સાથે નહી રહેવાનો ! " કહેતા મુંજાલનું એકલવાયાપણું જણાય છે. પાટણ સમક્ષ તે વિચાર

નાશ પામે છે અને જ્યારે જ્યારે આવું બને છે ત્યારે તરંગ આવી ચાલ્યો જાય છે.

તોફાની કાશ્મીરા "તમે ચિન્તાતુર લાગો છો" કહી તોફાન પાછળ ગંભીર વિચારશક્તિ તેનામાં છે તે જણાવે છે. અને "કેમ તે કારણ સ્તો; એક મામીજી લાવવી છે." એમ કુમારને જવાબ આપતી કાશ્મીરા નવું ક્ષેત્ર ઉઘાડે છે.

ભાણેજવહુ: કાશ્મીરા, મુંજાલની બ્હેન હંસાના પુત્ર ત્રિભુવન પાલને પરણી છે. તેથી મુંજાલની ભાણેજ વહુ. પ્રશંસનીય: વખાણવા લાયક. નિર્ણયો: છેવટના વિચારો, નિશ્ચયો. ભૂદેવ: પૃથ્વીના દેવ–બ્રાહ્મણ. અધ વચ્ચે: અંતરીઆળ. છાતી સરસો છાતી સાથે. સર થયો છે તાબે થયો છે. છુટાં છવાયાં વિખરાયેલાં, તુટક. પજવ્યાં કરે છે હેરાન કરે છે. ઉપદ્રવ કરે છે. સેનાપતિ ધ્રુવ રેવાપાલનો ગુરૂ અને લાટના બળવાનો પ્રાણ. લાટને સ્વતંત્ર કરવાના તેના પ્રયાસો વિસ્મય પમાડે તેવા છે. રાજાધિરાજમાં તે દેખા દે છે. શમવાનું નથી બંધ પડવાનું નથી. ટાણો મ્હેણું, ટકોર. કર્કશતા કઠોરતા.

દુગ્ધા જંજાળ, પીડા. એક મામીજી લાવવી છે કાશ્મીરા મુંજાલનું એકલવાયાપણું દેખી દાઝતી હતી અને મુંજાલના "તું પણ મારી પાસે નહી રહેવાનો!" શબ્દોએ તેના મગજમાં તુમુલ ઉભું કર્યું અને અંતે પ્રસન્ન નિશ્ચય જાહેર કરી બોલી, એક મામીજી લાવવી છે. મુંજાલ વાર્તામાં ગૌણ પદ લેતો જાય છે તેનામાં આપણે રસ લેતા રહીએ માટે નવો દોરો કલાકર હાથમાં લેવા વિચાર કરે છે.

## પ્ર. ૯

## જેમાં વિશળભા વિજયાદેવીનું શરણ લે છે.

કાકે કૃષ્ણદેવને સજ્જન મંત્રીને ત્યાં જોયો નહિ. વિશળ દોડતો આવી કૃષ્ણની ઓરડી તરફ ગયો. કાકે કૃષ્ણદેવ નથી કહી

વાળ્યો. તેના વ્હેમો ધીમે ધીમે વધતા ગયા. વિશળ ગયો અને થોડીવારે કૃષ્ણ આવ્યો. કાક ઉપર ટપકે વાત કહી રાજગઢ જવા નીકળ્યો. પણ વિશળની વાત જાણવા ઉત્સુક હોઈ તેને ઘેર ગયો તે ઉંઘતો હતો. તેને જગાડી ઉસ્તાદી વાપરી તેને મિત્ર બનાવ્યો, અને જતાં જતાં જોયું કે તેની પાછળ જ વિશળ પાલખીમાં બેઠો હતો. કાક સાંઢણી તૈયાર કરી સજ્જનને ત્યાં જઈ આવ્યો. તેણે ધાર્યું કે આજે વિશળ કે કોઇ મધુપુર દેશળને મળવા જવાનો. તે સંધ્યાકાળે ભીમનાથ મહાદેવમાં બુકાની બાંધેલા વિશળને તેણે દીઠો. પોતે બધું જાણે છે એમ તેને કહ્યું અને છેવટે સંદેશો જાણવા વિજયા (ભાંગ) પાઇ.

## પાત્રો વિષે કંઇક

કાકને ગયા પ્રકરણમાં મુંજાલે આંજ્યો હતો. પણ તે તેજ કાકને ડારે તેવાં ન હતાં. તે વિચાર કરતો કહે છે, "મંત્રીરાજ, તમે પણ મને ઠીક દબડાવ્યો. હરકત નહિ યાદ રાખજો, તમારી પાસે એક દિવસ કબુલાવીશ કે કાક મુત્સદ્દી છે......તમને પણ દેખાડું કે લાટનું પાણી કેવું છે, અને તમારી પાસે જ રાજ્ય તંત્રમાં મારો એકડો સામેલ કરાવું ત્યારે મારૂં નામ કાક." તે મુત્સદ્દી હવે વિશળને પકડે છે, અને યુક્તિથી બધુ જાણે છે તેની ચાલાકી ભલભલાને હરાવે તેવી છે. તેના હાથમાં રા'નવઘણને સપડાવાની નાડી છે.

ત્રિશળ આપણને મૂર્ખ લાગે છે. તેની અલ્પતા તેને ફુલાવે છે અને કાકના પંજામાં ફસાય છે. તે ઉસ્તાદ તેને છેતરે છે. અને મિત્ર બની ભોળવાય છે. કાકને કળવાની તેનામાં શક્તિ નથી!

વિજયા ભાંગ. શરણ લે છે પીએ છે. હાંફ્લોફાંફ્લો ગભરાતો ગભરાતો. આકુળ વ્યાકુળ. ટોળમાં વિનોદમાં. પારખવાનો જોવાનો ખીલીની માફક ખોસાઈ રહેવું જ્યાં બેઠા હોઇએ ત્યાંને ત્યાં ખોસી રહેવું.

**કૃત્રિમ** બનાવટી. **માત્ર દેવોનાં દર્શન પામ્યો** પાટણના રાજકર્તાઓના પામેલા પરિચયો થયા. **ઉપર ટપકે** ઉપલક, ઉપર ઉપરની તર્કવિતર્ક વિચારો–તરંગો. **ભેદ** રહસ્ય, મર્મ. **સંમત** મળતા. **પાણી** બળ. **સામેલ કરાવું** દાખલ કરાવું. **બેડો પાર** કામ ફતેહમંદ થાય. **બેડો** વહાણ. **સાંડસામાં** સકંજામાં, સપાટામાં. **પત્તો** ઠેકાણું **દુંદુભિઓના નાદ** ઢોલના અવાજે. **થનથની** નાચી. **બાનું** (બ્હાનું) ખોટું કારણ. **થાકયા–હાર્યા** થાકયા–પાકયા, લોથ પોટ થઇ. **જંપીને** નીરાંતે.

**ચિંતાગ્રસ્ત** ચિંતાથી ભરેલા. **બપોર વીતી જવા આવી હતી** બપોર–નરજાતી છે. તેને લેખક નારીમાં વાપરે છે. **ચુસ્ત રૂઢ**–શિવભકત **સ્તવન ઉચ્ચારવા** પ્રાર્થના ગાવી: સ્તવન ઉચ્ચારાતુ નથી, એ તો હૃદયમાંથી ફુવારા જેમ ફુટે છે, માટે ગાવા જેવો શબ્દ યોગ્ય જણાય છે. **અનિવાર્ય** નહિ ચલાવી શકાય વા કારણથી. **અટકળ** તર્ક અનુમાન. **આસ્કા સ્પર્શ** જળાધારી શિવલીંગનું આસન.

## પ્ર. ૧૦

## કૃષ્ણદેવે કહાવેલો સંદેશો.

વિજયાએ વિશળનું હૃદય વિશાળ બનાવ્યું. કાકને તે દિલોજાન દોસ્ત માનવા લાગ્યો. તેની અલ્પતા ઝરવા લાગી. કાકે તેને મહારથી બનાવ્યો. તેના જેવા સામંતે પાટણ ન છોડવું જોઇએ, તેમ કહ્યું અને સંદેશો પોતે લઇ જશે એમ જણાવ્યું. વિશળે ફુલાઇ જઇ ભાંગની તાનમાં કહ્યું કે મધુપુરને પાદરે નીલકંઠ મહાદેવના મંદિરમાં મધરાત પછી દેશળદેવ અગર તેનો માણુસ આવશે. તેને "મહાવદ બારશ પાંચાલેશ્વરની જય," એવો સંદેશો કહેજે. પછી વિશળ ગયો અને કાક તિરસ્કારમાં હસ્યો. તેણે કચ્છોટા માર્યો અને પાણીમાં પગ મુકતાં, સંદેશાનો અર્થ મગજમાં આવતાં કચ્છોટો છોડી નાખી

ગામમાં ગયો. જયદેવને મળી કહ્યું કે રા' નવકાંઠામાં પોતાના મળતીયા ભેગા કરે છે. લાગ છે માટે મારી સાથે કહાવો કે ત્રિભુવન તેને ઠેકાણે પાડે. કાક રાત્રે ગયો હતો તેથી જયદેવ ચીઢાયો હતો પણ વસ્તુસ્થિતિ જાણી તેનો ગુસ્સો ઉતર્યો અને નવઘણને મારી મુંજાલ પર પ્રભાવ પાડી શકીશ એમ તેને લાગ્યું. કાક ત્યાંથી ગયો.

પાત્રો વિષે કૈંક

કાકહમુત્સદ્દી કાક વિશળ ઉપર જય મેળવી સંદેશો જાણી લઇ, તેનાં બુદ્ધિનાં તેજથી સંદેશા પાછળ રહેલો અર્થ સમજી જયદેવ પાસે જાય છે. તે રાજભક્ત છે, અને જયદેવને મહત્વાકાંક્ષા પોષવાની તક આપે છે કાક મુત્સદ્દી છે એમ લાગે છે.

અર્થ—

કહાવેલો પાઠવેલો. ગગનવિહારી આકાશમાં ફરનારા. ગંધર્વો સ્વર્ગીય ગાયક ગણો. અવનિને પૃથ્વીને. ગમગીની બેચેની, દિલગીરી, ખેદ. અધિકાર શકિત—હક, લાયકાત. આર્દ્ર નરમ ભીનું. વિરહાશ્રુ વિયોગનાં આંસુ. એદી આળસુ, વ્યોમ ગગન, આકાશ ઉત્તેજી ઉશ્કેરી. સોનેરી સૃષ્ટિનો ભવ્ય સૃષ્ટિનો. ભોક્તા ભોગવનાર આરાધના સેવા. સર્વગ્રાહી બધુ આટોપી લેતી. સર્વ લક્ષી તંત્રો યુકિતઓ, યોજનાઓ. ઉદ્‌ભવી પેદા થઇ. ખાત્રીપૂર્વક પૂરા વિશ્વાસથી. ઉ-તેજિત જાગૃત દીલોજાન જીવજાન. પૂર્વજન્મ ગયો અવતાર. ઋણાનુબંધ સ્નેહસંબંધ.

વિવેચન ટિપ્પણ. સોગંદ સમ. ધાક બતાવ્યો બીક બતાવી ડર બતાવ્યો પાવરધા (ફા. પર્વદહ) ચાલાક વસમું અઘરૂં. એકલપેટાઓ સ્વાર્થી. ઠુંઠવાતાં થરથરતાં, કંપતા. ખાસ ચોક્કસ.

સીધાઓ જાઓ. નાસીપાસ નિરાશ. અવરજવર આવજા. રક્ષકો દ્વારપાલો.

દરજ્જો સ્થાન, પાયરી, પદવી. અનાદર ભંગ. બાતમી છૂપી વાત. ગુપ્ત ભેદ.

**જીજ્ઞાસુ** આતુર, જાણવાની ઇચ્છાવાળો. **મળતીઆઓ** સાગરીતો, સહાયકો. **ચુંથાઇ જશે** રદ થશે. બાજી બગડશે. **લાગ તકે** ઠેકાણે પાડે પૂરો કરે. **કલંક** લાંછન, હિણપત.

---

પ્ર. ૧૧

## કાકે કહેલો સંદેશો

કાક મધુપુર ગયો. મધરાત્રીએ દેશળ બુકાની બાંધી આવ્યો. કાકે તેને સંદેશો ફેરવી નાખી કહ્યો; "ફાગણ સુદ ચોથ. પાંચાલેશ્વર," અને વધારામાં દેશળ ને તેના સાથીઓને હરખાવવા વધાર્યું કે ત્રિભુવન ભોગપુર થઇ શાન્તુ મહેતાને મળશે.કાક ત્યાથી કર્ણાવતી ગયો. તેને ખરો સંદેશો કહી, સાંઢણી બદલી, ખંભાતને રસ્તે પડયો.

પાત્રો વિષે કૈંક—

અહીં દેશળની શંકાના સમાધાનમાં, "બંને જણના મિત્ર થતાં શું વાંધો? આપ પોતે બંનેના મિત્ર નથી" કહેતો કાક અજબ પ્રભાવશાળી છે એમ જણાય છે. દેશળમાં ઉંડી પહોંચ નથી, તેથી તેના સંદેશામાં વિશ્વાસ મૂકે છે.

અર્થ—

પુજારીઓ મહાદેવની પૂજા કરનાર તપોધનો. **ઝોકાં** ડોલાં સાષ્ટાંગ દંડવત્ આઠે અંગોથી ભૂમીને સ્પર્શ કરી લાકડી પેરે પડી પગે લાગ્યા. **ટીકીટીકીને** તાકી તાકીને. **દુરસ્ત** (દુરૂસ્ત) ઠીક, વાજબી **પલાણી** સવારી કરી. **મારી મૂકી** નસાડી, દોડાવી મૂકી. **સવિસ્તર** વિસ્તારપૂર્વક, જેમ બની હતી તેવી રીતે, વિગતવાર.

---

પ્ર. ૧૨

## ખંભાતને રસ્તે

સ્તંભતીર્થના (ખંભાત) આંગણામાંથીજ સઘળું કાકને શ્રાવકમય જ લાગ્યું. શ્રાવકના ચૈત્યો, ઉપાશ્રયો વગેરે તાજાંજ ચણાવેલાં તેણે જોયાં. આ વાર્તાના સમયમાં જૈન ને પૌરાણિક બંને વિભાગો ખાસ જુદા ન ગણાતા. શંકરનાં દર્શન કરી પાર્શ્વનાથને પૂજવામાં વાંધો

ગણાતો નહિ. છતાં જૈન ધર્મનું પ્રાબલ્ય વલ્લભિપુરના વિનાશ પછી વધારે હતું. હજુ પાર્શ્વનાથની પ્રતિમા ગુજરાતના જુના પાટણ-નગરમાં વિરાજે છે. પરંતુ સોલંકી મૂળરાજના પ્રયત્ને જુનાગઢ ને પાટણમાં "જય સોમનાથ"ની ઘોષણાઓ થતી; પાટણના રાજાઓ જૈન ધર્મ ન્હોતા સેવતા. મુંજાલ મતમતાંતરથી વિરૂદ્ધ હતો. પણ એક મુત્સદ્દીથી બ્હીવા જેવું હતું: તે ઉદયન સ્તંભતીર્થનો. પાટણની સત્તા હાથમાં લેવાની તેની ઇચ્છા મુંજાલે ધૂળ ભેગી કરી. તેને કર્ણવતી છોડવું પડયું તે ખંભાત ગયો. ઉદાને દોલત અને સત્તા ઠીક મળ્યાં. તેનો ઉપયોગ તેણે જૈન ધર્મ માટે કર્યો ઉદાની સત્તા તોડવા આવતા કાકને તે કામ મુશ્કેલ છે એમ લાગ્યું. છતાંય તે હોંશથી આગળ ધપ્યો.

પાત્રો વિષે કૈંક

કલાકર ધીમે ધીમે ઉદાને આપણી સમક્ષ લાવે છે. તે માર-વાડી મંત્રી મહત્વાકાંક્ષી છે, મુત્સદ્દી છે. તેણે જૈન ધર્મ માટે દોલત અને સત્તા ભેગાં કર્યાં છે- કાક ખંભાતને દેખી તેની મૂર્તિ દેખે છે, ગભરાય છે.

અર્થ—

સમૃદ્ધિવાન વૈભવ વિલાસવાળાં. અવાનવાર વખતોવખત. ચૈત્યો જૈન મંદિરો. પોષધશાળા અપસારા. આશ્રમગૃહો ઉપાશ્રય. તાજાંજ નવેસરથી.

પ્રણાલિકા સંપ્રદાય. ચુસ્ત હડહડતા. પંથો સંપ્રદાયો. કૃતકૃ-ત્યના અહોભાગ્ય, ધન્યતા. શ્રોત્રિયો શ્રુતિ જાણનારા, વિદ્વાન. મનફાવતા મનગમતા. વિભાગ તડ, વાડા. ભિન્ન જૂદો. નેતાઓ. અગ્રેસરો. અસ્પષ્ટતા સંદિગ્ધ, અચોકસ. ન્યારો વિશિષ્ટ. મથતો પ્રયત્ન કરતો. સાધ્વી (નારીજાતી) સાધુ. અનુયાયીઓ ભકતો. જીનશાસન જૈન ધર્મનાં ફરમાનો.

પાધર=જમીનદોસ્ત, ઉજ્જડ. પ્રણિપાત=નીચા નમીને પ્રણામ. અધિષ્ટાતા=ઉપરી-ઇષ્ટદેવ. ઘોષણા=અવાજ, નાદ. કૌશલ્ય. =કુશળતા, પારંગતતા, વિશારદતા, પ્રવિણતા. અકારી=અળખામણી સતેજ=તેજસ્વી, ઝગઝગતી. સંસ્કૃતિ=સંસ્કારાત્મક સુધારો. તરફ઼ડીયાં મારતા હતા=વ્યર્થ પ્રયત્ન કરતા હતા. આત્મજા=છોકરી, દિકરી, પુત્રી, વહાલું અળખામણું=પારકું પોતાનું, પ્રિયાપ્રિય. મતમતાંતર=વિવિધ પ્રકારના મતો. પગપેસારો=પ્રવેશ પૂર્વાશ્રમ= પૂર્વજીવન-અહીં મંત્રીપદ પહેલાનું જીવન. અમાપ=હદ ઉપરાંત-બેશુમાર ભુખડી બારસ=ભૂખેમરતી, કંગાલ. ન્યાલ=પૈસે ટકે સુખી થયા. ઘવાયેલો=અપમાનિત. દરીયાઇ=સમુદ્રમાર્ગનો મુડી= ભંડાર-પૈસા.

મથક=મૂખ્ય સ્થળ-ધામ. ઇરાદો=ઇચ્છા-ખાયેશ. પાકામાં પાકો=કાબેલ. ઘણોજ પહોંચેલો. વીફ઼રે=ઝનુની થાય. રગો=નસો. પરચો=ચમત્કાર, દર્શન, ઝાંખી.

પ્ર. ૧૩.

## ખતીબ.

મહા સુદ બારશની સવારે કાક ખંભાત પાસે પહોંચ્યો. સાંઢણી ઉપરથી ઉતરી ઝાડ નીચે રાંધ્યું. ઝાડની ડાળીઓ ખખડી અને વાંદરા જેવું કૈંક જણાયું. તપાસ કરતાં તેને લાંબી દાઢીવાળો શરીરે લુગડું વિંટાળેલો ધ્રુજતો આદમી જણાયો. કાકે આ મનુષ્ય જંતુને મહામહેનતે નીચે ઉતાર્યો. કાકે જાણ્યું કે તે ખતીબ નામનો મ્લેચ્છ હતો. તેના ઘરબારનો નાશ થયો હતો. તેનાં બૈરી છોકરાંને શ્રાવકોએ મારી નાખ્યાં, હતાં કારણ તે મુસલમાન હતો. આવો જુલમ સાંભળી કાક તપ્યો. કાકે ખાધું અને ખતીબને ખવડાવ્યું. બન્ને જણા ગામ તરફ઼ ગયા. રસ્તામાં ખતીબે બળતું મકાન બતાવ્યું. દરવાજે આવતાં ખતીબ બીન્યો. કાકે તેને પોતાની સોડમાં આગળ લીધો.

પાત્રો વિષે કંઈકઃ--

કાકને ઉદાને સકંજામાં લાવવાનું સાધન મળ્યું. તેની બાહોશી અને બુદ્ધિનો ઉપયોગ કરવાનો વખત આવ્યો છે. તેની રાજ્યભક્તિ ખતીબના પ્રકરણે પ્રબળ બને છે.

અર્થ:—

વિસામો=આરામ; વિશ્રાંતિ. ચાળાથી=નિશાનીથી–આંગળી ચેંધીને. આદમી=(ફા. આદમ Adam.) દુનિયાનો સરજાયેલો પ્રથમ પુરૂષ ઉપરથી, માણસ જાત સૂચવે છે. માનવ. ફાંફાં=વલખાં. સાધવા માંડયું=તાકવા માંડયું. દયામણો=દયા ઉપજાવે તેવો. મનુષ્યજંતુ=ક્ષુદ્ર મનુષ્ય. शान्तपापम् હરિ! હરિ! દયાસૂચક શબ્દ છે. દૂષિત=અભડાવું. યવન=મ્લેચ્છ. આર્યથી ઇતર જાતી. ભટ્ટાર્ક=(ભટ્ટ+અર્ક) ભટ્ટોમાં સૂર્ય સમાન. અણશમેલો=નહિ હોલવાયેલો, જાગૃત.

પ્ર. ૧૪.

ખંભાતનું આતિથ્ય.

રસ્તામાં પાંચેક દરવાનોમાંનો એક ખતીબ તરફ ભાલો લઇ ધસ્યો, કાક વચમાં પડયો, દરવાનો જોડે બોલાચાલી થઇ. કાક ઉકળ્યો. અધુરામાં પુરૂં એક શહેરી ખતીબ પર થુંકયો. થુંક કાકને ઉડયું. કાકે બ્રાહ્મણ પર થુંકનારને ચીટકાર આપ્યો. એક બાજુ દર-વાનો અને બીજી બાજુ કાક વચ્ચે બાપડા ખતીબની ખેંચતાણ ચાલી. કાકે "જય સોમનાથ" કહી લાટવાસીના લકડીપટાનું જોર દાખવ્યું. કાકની ડાંગે કમાલ કરી. તેણે પોતાનો બચાવ આબાદ રીતે કર્યો; તેનો જમણો હાથ જરા ઘવાયો એટલે તે થાકવા આવ્યો. નજીકમાં પસાર થતા બે સ્વારોએ આ રમખાણ અટકાવી લોકોને વિખેર્યા. કાક સમય સાધી ગભરાયેલા ખતીબને લઇ પાસેના એક નાના ઘરના ઉઘાડા બારણામાં ઘુસ્યો. કાકને ભૂદેવ જાણી

તેનું સ્વાગત કર્યું, પણ યવનને જોઇ તેઓ ગભરાયા. આ જ ઘરમાં તેને ખબર પડી કે ચાંગા નામના એક છોકરાને ઉદો દિક્ષા આપવાનો છે. દામુડોસો અને તેનો ભત્રિજો તેને આ જ ઘરમાં મળ્યા. કાક તેમને ચાંગાને છોડાવવાનું વચન આપ્યું અને સાલીગ વસુહીકામાંથી મધ્ય રાત્રે ભૂતિઆ ઓવારે વહાણ મારફતે તે છોકરાને ઉપાડી જવાની યોજના કરી.

પાત્રો વિષે કૈંક.

કાકની તક સાધવાની કળા. તે ઉદાને થાપ આપવા આવ્યો છે, અને તેને જોઇતાં સાધનો મળે છે. કાકની પરોપકારવૃત્તિ ચાંગાને છોડાવાના તેના વચનમાં જણાય છે. ઉદાની કુટિલ રાજ્યનીતિનું દિગ્દર્શન થાય છે. જૈનેતર લોકોપર પડતા દુઃખોનો ઠીક ચિતાર આવે છે.

અર્થ:—રહેંસાતા=કપાતા. અપશબ્દ=ગાળ, ભક્ષ=બલિ, શિકાર. પ્રેક્ષક=જોનાર. મિથ્યાદૃષ્ટિ=(સં.) તે વખતમાં જૈનેતર લોકોને ચુસ્ત જૈનો તિરસ્કારમાં "મિથ્યાદૃષ્ટિ" કહેતા. હાથ બતાવવો=શરાતન દાખવવું. હાથ શબ્દ જોર સૂચવે છે. સામેલ થવું=જોડાવું. ભળવું. ઘોષણા=અવાજ; બૂમ.

બાપનું હોવું—ગણાવું=કોઇ કામમાં નિષ્ણાત હોવું. કાકની ......લાકડી મટી સજીવ થઇ=જડ લાકડી સજીવ—મનુષ્ય જેમ આમ તેમ ફરવા લાગી. સુદર્શનચક્ર=શ્રીકૃષ્ણચંદ્રનું થાળી આકારનું તીવ્ર આયુધ. ત્વરા=ઝડપ. તે ઢાંગે એક છોડી અનેક સ્વરૂપો લીધાં=કાકે તેને વિવિધ રીતે ફેરવી. ખોખરૂં થવું=માર ખાઇને હલકું થવું. પાણી પંથા (ઘોડા) પાણીની જેમ ત્વરાથી રસ્તો કાપનાર. ઇશારત=(અ) નિશાની કરવી. સાન કરવી. મિજાજ જવો=મિજાજ (અ) ગુસ્સે થવું. સ્વભાવ ઠેકાણે ન રહેવો. વેરાન=ઉજ્જડ. પંદર દિવસ થયાં પગ નથી વાળ્યો=પંદર દિવસથી

વિસામો નથી આગ્યો. **પડી રહેવું**=સૂઇ રહેવું. (તિરસ્કાર સૂચક) **ઝોંયણી**=ચમચી, નાની ઝોળી. **વા વાત લઇ જાય છે**=વાયુને વેગે વાત જાહેર થઇ જાય છે. ઉદાના ગુપ્તચરોનું પ્રાબલ્ય દર્શાવે છે. **રહસ્ય**=ભેદ. **નદીમાં રહી મગર જોડે વેર કરવું**=કહેવત–દરિયામાં રહેવુ અને મગરથી બીવું–જે સંયોગોમાં અને સ્થળમાં રહેવું અને તેનાથી ડરવું એ અયોગ્ય છે. પ્રચલિત કહેવત–ખાંણીયામાં માથું ને ધમકારે બીવું–એ કેમ બને ? **કથા કુટવી**=કથની કહેવી–વિતક કહેવું. **ભક્તાણું પેસે ને ઘર વંઠે**=પ્રચલિત કહેવત–ઘરમાં હદ ઉપરાંત ભક્તિ વધવાથી કાર્યમાં શિથિલતા આવે, તેથી વધુ ભક્તિની આવશ્યકતા નથી. વંઠવું-વણસવું. બગડવું. હાથથી જવું **બૈરાની અકલ પાનીએ**=પ્રમદા બુદ્ધિ પાનીએ–પ્રચલિત કહેવત. સ્ત્રીઓમાં ઓછી બુદ્ધિ હોય છે. તેમની બુદ્ધિ લાંબે સુધી જઇ શકતી નથી, પાની સુધીજ પહોંચે છે. આવી પુરાણી માન્યતા છે, તે ઉપરથી. **અર્હંત**=(સં.) જૈન સાધુ **सर्वज्ञो जितरागादि दोषस्त्रैलोक्य पूजितः। यथास्थितार्थवादि च देवोर्हन परमेश्वरः ॥** સર્વજ્ઞ, દુનિયાની માયાથી પર, ત્રિલોકમાં પૂજાતો, આદિ ગુણોથી યુક્ત પરમેશ્વર જેવો સાધુ.

જીદ (ઉ)=હઠ. **પારકા છોકરાને જતિ કરવો**=બીજા માણસને પોતે જે કામ ન કરે તે કરવા ચઢાવવો. **ફીદા થવું** (ઉર્દુ)= ખુશ થવું. **એડીએલ ટટ્ટુ**=હઠીલો ઘોડો, ૨. માણસની હઠ. **ભેદ**= સામ, દામ, ભેદ અને દંડ એ રાજનીતિના ચાર પાયામાંનો એક ભેદ એટલે ખટપટ. **નિરાશા ભર્યા આકાશમાં આશાનું બિંદુ**= **cf.** મરૂ ભૂમિમાં જલબિંદુ. **મુઆ નહિને ભૂત થયા**=પ્રચલિત કહેવત મુઆ નહિ ને પાછા થયા–એકની એકજ દશાએ આવ્યા. **From a frying pan to the fire.**

પ્ર. ૧૫

## ખંભાતનો પતિ

ઉદાનો ભટ્ટરાજ તિલકચંદ્ર કાકને ઉદાના નિમંત્રણે રાજગગઢમાં લઈ જાય છે. રસ્તામાં સામાન્ય જનમાં ભળતા માણસને કાકે માંડ માંડ ઉદયન મંત્રી તરીકે ૧પછાન્યો. તેમની વાતોમાં કાકે કહ્યું કે ઉદો તેની વાતમાં નિશ્વાસ મૂકતો ન હતો. ઉદો પૂજા કરવા ગયો, તિલકને કાકની બરાબર સરભરા કરવાનું કહી ગયો. કાક નજરકેદ થયો.

પાત્રો વિષે કૈંક—

શરૂઆતમાં કાક અને તિલકચંદ્રનો મર્માળો સંવાદ વિશાખદત્તના નાટક મુદ્રારાક્ષસમાં ચાણક્યના સંવાદોના પડઘા પાડે છે. ઉદા ને કાકના સંવાદમાં પણ અક્ષરે અક્ષરની કિંમત છે, તોળી તોળીને જ બોલાય છે. વ્યંગ સંવાદોના આ ઉત્તમ નમુના છે. આ પ્રકરણમાં કાકને ઉદાનું C–I–D. ખાતું યાને ગુપ્તચરોના શકિતનો ખ્યાલ મળે છે. સાદું પિતાબર પહેરેલો સામાન્ય માણસને કાકે ઉદયન મંત્રી તરિકે પીછાનવાની આશા રાખી ન હતી. ઉદો વાણીયો છે. "ઉદયન મંત્રી કાકને જોઇને હસ્યો......તેને સમજ પડી નહી." આ પેરો ઉદા મહેતાને બરાબર ઓળખાવે છે.

અર્થ—

થાપ આપવી=છેતરવું. નવ્વાણું ભર્યા ત્યારે સો=નવ્વાણું મુશ્કેલીઓમાંથી પસાર થયા ત્યારે એક વધારે આવે તેમાં શું ? કાક મુશ્કેલીઓમાંથી પસાર થતો હતો તેથી તેને હવે વધતી ગભરામણથી બીવાનું નથી. ગ્હીલો મકુવો=એકલો મૂકવો. ઝીણી આંખ કરી કહેવું=મર્મમાં કહેવું. રોનકદાર( ઉર્દુ )=છટાદાર બાંધણી. આંજી નાંખ્યો=વિસ્મય કર્યો. લક્ષ્ય=ધ્યાન. ઉપરણું=ખેસ, सं. उत्तरियम्, ઉપવસ્ત્ર. બરદાસ્ત ( ઉર્દુ )=ચાકરી. ૨૯–બરદાસ–ખાતર બરદાસી

પ્ર. ૧૬

## ઉદાને ઘેર

તિલક પાસેથી છુટવા કાકે યુક્તિઓ આદરી. ઉદાના નિવાસ નજીક કાકે વસહિકા ભાળ્યું. રાજગઢ પાસે પહોંચતાં કાકે ભારે અજાયબી વચ્ચે જાણ્યું કે તેની સાંઢણી અને રબારીને ત્યાં લાવવામાં આવ્યાં હતાં તિલકના સત્કારમાં છુપાયેલું મુત્સદ્દીપણું કાકે પારખ્યું. આ સુવર્ણ પિંજરમાં રહેવું તેને સાલતું હતું. તિલક સાથે શહેરમાં જતાં વસહિકાવાળો અપાસરો તેણે અંદર જઇ નિહાળ્યો. રસ્તામાં દામુ ડોસાને ચેતાવ્યો, મધરાતે મળવાનું કહ્યું. રાત્રે ઉદા સાથેની વાતચીતમાં તેને જણાયું કે દુર્ગપાળની ખાલી પડેલી જગ્યા ને લાખો રૂપિઆ ભેગા કરવાની લાલચ ઉદાએ તેને ધરી હતી. પણ કાકને લાટ અને તેનો મંડલેશ્વર સર્વસ્વ હતાં. ઉદો ગયો અને તેણે સુવાની તૈયારી કરી.

પાત્રો વિષે કૈંક—

કાક ઉદાને થાપ આપવા માગે છે પણ જ્યારે તેની સાંઢણી ને ત્યાં દેખે છે ત્યારે તે કામ ભયંકર લાગે છે. ઉદો મીઠાબોલો છે. તેના શબ્દોમાં ઉસ્તાદીનાં બીજ છે. તે કાકને મીઠી ભાષામાં બોલી લલચાવે છે. પણ કાકનુ ગૌરવ તેને બાળે છે. ઉદો જબ્બર છે, તેની મન્ત્રણા ભયંકર છે છપ્પન ક્રોડી ટંકાનો માલીક તીલક સહેજ અભિમાની લાગે છે. પણ તે અભિમાનમાં તેનો અંત આવે ખરો. બાહોશ કાક ઉદા સમક્ષ ધીરો અને નબળો છે ને છે.

અર્થ:—

માઢ=મેડીવાળું સુંદર મકાન. સાકરના સમુદ્રમાં ડુબવું=મીઠા વાક્યોના આદરસત્કારમાં લીન થવું. પહેરેગીર=રક્ષક. ખુંદવું=ભટકવું. કોઢ=વસ્તુ ભરવાનુ સ્થળ, ખાસ કરીને ઘરના છેવાડે ઘરકામની હલકી વસ્તુઓ નાખી મૂકવાનું સ્થળ. મોઢામાં પાણી આવવું:

કોઇપણ વસ્તુનું મન થવું. કામદુઘા ગાય=ઇચ્છિત ફળ આપનારી વસ્તુ. सं. कामधेनु સવારે તો શું પણ ચોરાસીલાખ અવતારમાં ભેગો નહી થતો=ઉદાના ગયા પછી કાક મનમાં બબડે છે કે તારા જેવા મીઠા બોલા માણસને તો શાસ્ત્રમાં કહેલા મનુષ્યના ચોરાશીલાખ અવતારમાં એકપણ અવતારમાં મળવું ભયંકર છે. પ્રચલિત—ચોરાશીના ફેરા.

---

પ્ર. ૧૭.

## જેમાં કાક ઇતિહાસક્રમ ઉંધો વાળવાની તક ગુમાવે છે.

કાકને ઉંઘ આવી નહી. તે થોડીવારે સજ્જ થઇ બહાર નિકળ્યો; એટલીવારમાં ઉદા મહેતા આવ્યા. કાક ઝાડ ઓથે લપાઇ ઉભો. એક તીક્ષ્ણ નજર નાખી ઉદયન મેડીએ ગયા. કાક ધારેલે રસ્તે ગયો પણ ખંભાતી તાળુ દીઠું. ઉદો ચોકકસ હતો. પણ એટલામાં એક સ્ત્રી પસાર થઇ, કાક ઝાડ ઉપર ચડી ભીંત ઉપરથી નીચે ઉતરી સોમદત્તને મળી છાપરા વાટે અપાસરામાં ગયો. પેલી સ્ત્રી જે બારીએ આવી હતી તે વાટે પાછું જવાશે તેમ એણે જોયું. કાક દામુ ડોસાને મળ્યો, છાંગાને બહાર લાવ્યો, છોકરે આવવા ના પાડી. પૂજ્યભાવ ઉત્પન્ન કરે તેવો તે છોકરો હતો. કાકે તેના શબ્દ સાંભળી તેને મુકી દીધો અને ભાવિ ગુજરાતના ઇતિહાસમાં તે છોકરો ભાગ લેશે તેનું કાકને ભાન ન હતું. કાકે મહાન તક ગુમાવી; તે ઇતિહાસ ફેરવી શકત.

પાત્રો વિષે કંઇકઃ—

કાકનો ખંતિલો અને હિંમતભર્યો સ્વભાવ અહીં દેખા દે છે. ગમે તેવા મુત્સદ્દી ઉદા મહેતાને તે મ્હાત કરી શકયો હતો. તેના ભયંકર આતિથ્યમાંથી તે ચાંગાને છોડાવા નાસે છે. ચાંગા માટે તેને પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે. "ડોસા! આને લઇ જઇશું

કરશો ? એ સાધુજ થવા જન્મ્યો છે." ચાંગા સમક્ષ તે પોતે અલ્પતા અનુભવે છે.

ચાંગોઃ ભવિષ્યનો હેમચંદ્રસૂરી અદ્ભૂત વ્યક્તિ છે. તેને જોઇ બ્રાહ્મણ કાકમાં પણ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે. "ચાંગો જેમ ધગધગતો અંગારો હોય તેમ કાકે છોડી દીધો." બાલપણમાંથી ચાંગામાં આર્ય ગૌરવનાં તીક્ષ્ણ તેજ હતાં. કાકની બાહોશી અને ડહાપણ તેને જોઇ ઓસરી ગયાં. રા. મુનશીએ આ પાત્ર દોરી જૈન ધર્મની મહાન્ તેજસ્વી મૂર્તિને ખડી કરી છે.

ચાંગાના પ્રકરણથી નવલની રાણીને મુનશી વાર્તામાં લે છે. એકદમ જો ઉમેરત તો અજુગતું લાગત.

અર્થ:—

પરંપરા=એક પછી એક. ચપલતાથી=ચાલાકીથી. ઉજાસ=પ્રકાશ. લપાયો=ભરાયો. ધાસ્તીથી=બીકથી. છીનવી લેવાનું=બળજોરીથી લઇ લેવાનું. સદ્ભાગ્યે=સારાભાગ્યે, સારા નસીબે. નિર્વિઘ્ને=અડચણ પડયા વિના. સુમધુરતા=મીઠાશ. ધબાકો=પડવાનો અવાજ. લખલખાટ=ઝગઝગાટ, અવતાર લઇ=જન્મ લઇ. વાસના=ઇચ્છા. વીતરાગ=શાંત, સંયમી, (૨) જૈન તીર્થંકર. દૈવી=ઇશ્વરી.

---

પ્ર. ૧૮

## જેમાં કાક ખાલી હાથે પાછો ફરતો નથી.

ચાંગાએ ના પાડી એટલે કાક પાછો ફરી ખતીબને લઇ જવાના વિચારો કરતો હતો. તેવામાં એક છોકરીનો દયામણો અવાજ તેને કાને અથડાયો. તે રૂદ્રદત્ત વાચસ્પતિની છોકરી હતી. તેની મા વેરણ થઇ હતી. પિતા ગુજરી ગયા હતા. મા ઉદા સાથે તેને પરણવા માગતી હતી અગર તે દીક્ષા લેવડાવશે એમ કહેતી હતી. છોકરી

ના પાડતી હતી કારણ કે પોતે બ્રાહ્મણ હતી. કાકે આ બધું સાંભળ્યું. પોતે પણ બ્રાહ્મણ હતો. તેની મા પાછી ગઇ, અને કાકે મંજરીને (છોકરીનું નામ) છોડાવી, છાપરા વાટે ભીંત ઉપર થઇ તેઓ સોમદત્ત હતો ત્યાં આવ્યાં. તિલક છાનોમાનો આવ્યો હતો. કાકે ઉતરી તેને પૂરો કર્યો અને સોમદત્તને લઇ ભુતિઆ ઓવારે ગયો.

પાત્રો વિષે કંઇક:—

મંજરી ગર્વિષ્ટ છે અને પોતે કહે છે, "ધર્મ ભ્રષ્ટ થતાં પહેલાં જીભ કરડીને મરી જતાં નહી આવડે ?" તે કુલ અને ધર્મ માટે જાન આપવા તૈયાર છે. તેની મા સાથેના સંવાદ દ્વારા તે આપણી સમક્ષ ઉભી રહે છે. કાક ઉપર તે તેજોમય મૂર્તિ છાપ પાડે છે.

કાકની બાહોશીને ધન્યવાદ છે. તે બ્રાહ્મણ કન્યાને બચાવવા ઉદાનાં તીખા વેરથી બીતો નથી. ઉદાને તે મહાત કરે છે, તેની ચોકસાઇ ઉપર પાણી ફેરવે છે.

અર્થ:—

જમપુરી પહોંચાડતઃ યમસદન મોકલત—મારી નાખત. સંસ્કારિતા: સંસ્કારપૂર્ણ. મૃદુતા: નમ્રતા. દુઃખમયતા: દુઃખથી ભરેલો. થંભાવે: અટકાવે. આત્મજા: છોકરી. પાણિગ્રહણ કરવું: હાથ ઝાલવો; પરણવું. જુસ્સામાં: ક્રોધમાં, ઝનુનમાં. કોપ; ક્રોધ. ધ્રુજી ઉઠયો, ભભુકી ઉઠયો, સતેજ થયો. રણકાર: અવાજ. પાદ: પગ. અર્ધાંગના: સ્ત્રી. ઉદ્ધાર: મોક્ષ. લાલચે: લોભે. જીદ્દી: હઠીલી સર્જન કાળથી: ઉત્પત્તિથી, વેદકાળથી. બ્રહ્મનિષ્ટ: બ્રહ્મમાં એકાગ્રતા પામેલા. વેદમૂર્ત્તિઓ: પરમ જ્ઞાની–ઋષિઓ–બ્રાહ્મણો. સરસ્વતી રહી તો મને રહેતાં શું પાપ: પુરાણની કથા પ્રમાણે બ્રહ્માનાં પુત્રી અને વાચાનાં દેવી સરસ્વતી કુંવારા જ રહ્યાં હતાં. તે પરણ્યાં નથી; મંજરી કહે છે જ્યારે શારદા મા કુંવારાં રહ્યાં તો હું રહું તેમાં મને શું પાપ લાગે ? કાંઇ જ નહિ. શીરા સારૂ શ્રાવક

થવું: આ કહેવત પ્રચલિત છે. શીરો એ એક ઉત્તમ ભોજન ગણાય છે અને ધનીક શ્રાવકો તે ભોજન હરતે ફરતે કરે છે. કાંઇ તે શીરાથી લલચાઇ બીજા શ્રાવક ન બને. જો બને તો મૂર્ખ કહેવાય. ઉદો ધનાઢય છે માટે મંજરીએ તેને પરણવું એમ તે યૌવના માનતી નથી. તેને તો પોતાના ધર્મમાં જ મરણ વ્હાલું છે. **ત્રિપુરારીઃ** શંકર ભગવાન–ત્રિપુર અસુરનો અને તેના નગરનો નાશ કરનાર–શિવ, મહાદેવ. **કપરૂઃ** અઘરૂ. **પાર જ નથી:** હદ જ નથી. **અધોગતિઃ** પતન, ઉંચી કક્ષાએથી નીચે પડવું તે. **જીનશાસનઃ** જૈન ધર્મ. **ઉપરા છાપરીઃ** એક પછી એક. **કેશ:** વાળ. **સમારતી** ઠીક કરતી, ભેગા કરતી. **પૂર્ણકલાએ;** સોળે કળાએ. **શ્વેતઃ** ધોળો. **પ્રફુલ્લઃ** વિશાળ. **ભભકઃ** તેજ, ચમક. **મરોડઃ** વાંક. **અપ્રતિમ સ્તબ્ધ થઈ ગયોઃ** થંભી ગયો. **ઝઝુમતા:** લટકતા. **કારાગૃહઃ** કેદખાનુ. **શપથ**=સોગન. **કાઠીની:** શરીરની. **આંટી ભેરવોઃ** આંટી મારો. **અણીની વખતે;** ખાસ સમયે. **ગમ**=બાજુ. **શાશ્વત**= સદડા જેવો. **ભોંય**=જમીન. **જશ**=યશ.

---

પ્ર. ૧૯

## ખંભાતના અખાતમાં

મંજરીને છોડાવી કાક ભુતિઆ ઓવારે આવ્યો પણ ખતીબ ન હતો. કાકે ઉદાને થાપ આપી હતી તેથી ખુશ થતો હતો. મંજરી અને કાકે કર્ણાવતી તરફ પ્રયાણ કર્યું. મંજરીએ કાકને જુનાગઢ મુકી આવવાનું કહ્યું. કાકે કહ્યું અત્યારે વિગ્રહ ચાલે છે. છેવટે ગજાનન પંડિતને ત્યાં પાટણ પહોંચાડવાનો નિશ્ચય કર્યો. મંજરીના લાવણ્યથી કાક મુગ્ધ હતો. તેના સહવાસમાં તેને રહેવાનું મન હતું. રસ્તામાં હોડી ઉભી રાખી; તેમણે રાંધ્યું. મંજરી રસની ભરેલી હતી અને સરીતાનાં ઉછળતાં તરંગોએ તેનામાં કલ્પનાનાં રોપાણ

કર્યાં; કાક આવી ભાવના સમજતો ન હતો મંજરીમાં જે વિદ્યાના સંસ્કારો હતા તે કાકમાં ન હતા. ત્યાંથી પરવારી મંજરી અને કાક કર્ણવતી ગયાં. મંજરીને દાદકને સોંપી પાટણ પ્રસન્નની પાસે મોકલવાનું કહી તે રા'નવઘણ પાછળ ગયો.

પાત્રો વિષે કંઈક:—

મંજરી સંસ્કારથી. રસથી ભરેલી છે. સાગરને મળતી સાબરમતીનો પ્રવાહ જોઈ તેના મોઢા પર ઉલ્લાસ પ્રસરે છે. તે બોલે છે, " કાક ભટજી ! જુઓ શું સુંદર! મારા પિતા અત્યારે હોય તો કેવા ગાંડા થઈ જાય ? "

" કેમ ? " ગાંડા થવા જેવું શું હતું. તેને સમજ નહિ પડવાથી પૂછ્યું. " જુઓની સરિતા શી વહે છે ? પુરૂરવાનો ભ્રમ કેવો ખરો લાગે છે ? " કાક આ સમજી શકે તેમ ન હતો. તે તો લાટમાં યુધ્ધોમાં જ ઉછર્યો છે. મંજરી સમક્ષ અલ્પ છે. મંજરીનું ક્ષેત્ર સાવ નિરાળું છે.

અર્થ:—

**ભાગી જવું:** જતા રહેવું. **રમણી:** સુંદર સ્ત્રી. **છાતી વેંત વેંત ઉંચી આવી:** ગર્વથી અને સંતોષથી ફુલાઈ જતી હતી. **વેરણ:** વેરી, શત્રુ; દુશ્મન. મંજરીને તેની મા ઉદા સાથે પરણાવવા માગતી હતી. મંજરીની ઇચ્છા વિરૂદ્ધ દુશ્મન જેમ તેની મા તે કરાવવા મથતી હતી. **વિગ્રહ:** લડાઇ. **તરંગો:** મોજાંઓ. **વ્યોમ:** આકાશ. **વિહરતું:** રમતું. **આંખ મીંચામણી કરતું હતું:** ઝબુકતું હતું. તારાનાં તેજ સ્થિર નથી હોતાં એટલે ઉઘડતી અને બંધ થતી આંખ સાથે સરખાવ્યાં છે. **રંભા:** સ્વરૂપવાન અપ્સરા. **નિર્મળા:** ચોખ્ખા. **અમીસીંચન:** અમૃતનાં સીંચન. **છટાભરી:** રોનકભરી. **સેવાય:** સહન થાય. **અંગલાલિત્ય:** શરીરનું લાવણ્ય. **મર્મભેદક:** હૃદયભેદક. **ચળાવ્યા:** ડોલાવ્યા. **દાનવ:** રાક્ષસ.

**વર્તન કરવું:** નાચવું. **પોંચા:** હાથની આંગળીઓ. **સામ્રાજ્ઞી:** મહારાણી. **પુરૂરવાનો ભ્રમ કેવો ખરો લાગે છે:** ગુમ થયેલી ઉર્વશીને ખોળતો પુરૂરવા બે પટે વહેતી નદીને જોઇ જાણે નદી રૂપે પોતાની ક્રોધે ભરાયેલી પોતાની સ્ત્રી જ ન હોય તેમ માને છે અને કહે છે, " નદી રૂપે ચંડી પલટાઇ જ પેખું ઉર વિષે. " **અવકાશ:** વખત. **નિત્યકર્મ:** બ્રાહ્મણને કરવાનાં દરરોજનાં છ કર્મ. સંધ્યા, તર્પણ, વૈશ્વદેવ etc.–. **ટાઢાશથી:** ઠંડે પેટે મશ્કરી કરવા. **નંદી પાર્વતીને–etc.** નંદી મહાદેવજીનો પોઠીયો છે, અને પાર્વતી મહાદેવજીનાં સ્ત્રી છે. નંદી પાર્વતી સામું મુઢની માફક જોઈ રહે–તેને પૂજે, તેની સેવાઓ ઉઠાવે, તેમ કાક મંજરીને પૂજે, તેની સેવા ઉઠાવે પણ તેને ગોદમાં ઘાલી શકે નહી. તે મંજરી કરતાં અલ્પ હતો. અસંસ્કારી હતો. **કૃતજ્ઞતા:** કૃતજ્ઞ–આભાર. કરેલા આભારને જાણનાર. **મનોરાજ્ય:** માનસમાં. **અનિવાર્ય:** જેને દૂર કરી–ટાળી શકાય નહિ તે.

---

**પ્ર. ૨૦.**

<u>નવઘણ રા'ની પુંઠે.</u>

કાક મંજરીને કર્ણાવતી મૂકી થોડા સ્વારો લઇ રા' નવઘણની પુંઠે ગયો. રસ્તામાં ખતીબ જવાથી ઉદા માટેની વાત ભેગી ન થઇ તેનો વિચાર કરતો હતો. એક ઝાડ નીચે તેણે થોડાં માણસો દીઠાં અને તેની તપાસ કરવા માણસો દોડાવ્યાં. થોડાંને લઇ ધીમે ધીમે તે આગળ ચાલ્યો. આગે ત્રિભુવન મહારાજ મળ્યા. રા' વદ બારશ પહેલાં પાંચાલ આવ્યો હતો. ત્રિભુવન તેની પાછળ પડયો. પાંચાલ પડયું અને રા' નાઠો. કાકે જોયેલાં માણસે તે હતાં. જયસિંહને રા'ને સપડાવાનો લ્હાવો લેવો હતો તે આમ ધૂળ ભેગો થયો. કાકે ત્રિભુવનને કહ્યું; બે કામમાં નિષ્ફળતા મળી. મહારાજ ચીઢાશે. ઉદાની વાત કરતા તે રા'ની પુંઠે પડયા. અને રા'ને દોડતો જોયો. ત્રિભુવને બીજાં માણસો બીજે રસ્તેથી મોકલી દીધાં હતાં.

પાત્રો વિષે કંઈકઃ—

નરપુંગવ ત્રિભુવન મહાન્ લડવૈયો છે અને બીજાની રાહ જોયા વિના રા'ને પકડવા જાય છે. પાંચાલ પર છાપો મારે છે. તેની લડાયક શક્તિઓ અજબ છે. કાકમાં બુદ્ધિ છે, અને ત્રિભુવનને ખરો રસ્તો બતાવે છે. ત્રિભુવનની ઉણપ કાક પૂરે છે. તે બંને રા' પાછળ જાય છે.

અર્થ:—

**આલ્હાદોઃ** આનંદો. **ચણચણવા માંડયું**: ઝીણું ઝીણું બળવા માંડયું. **ઉડતી ગપોઃ** ખોટી વાતો. **કિંવદન્તિઓ; ગલતઃ** ખોટી. **ચુનંદાઃ** બાહોશ. **સમસમાટઃ** સુસવાટ. **વાટઃ** રાહ. **મસલત** (ફા. મસ્લ) ગુપ્ત મંત્રણા કરવી. **તેનું હૈયું કુદી ઉઠયું**: તેનું હૃદય નાચી ઉઠયું. **પ્રચંડઃ** ભયંકર. **પાષાણવત્‌ઃ** પથરા જેમ. **અપ્રતિમઃ** અદ્વિતીય. (Unique)-**દલનઃ** કચડવું. **પરદાદાઃ** બાપના દાદા. **ભીમ**દેવ ના પુત્ર ક્ષેમરાજ અને ક્ષેમરાજનો પુત્ર દેવપ્રસાદ, તેનો છોકરો ત્રિભુવનપાળ થાય. **આંખના કીકી હતોઃ** માનીતો હતો. **નરપુંગવ** નરમાં શ્રેષ્ઠ. **ભલીઃ** સૌમ્ય. **ફુલી ઉઠતાંઃ** વિકસિત થતાં. **પડવાનું** તાબે થવાનું. **હોડજોડઃ** બરાબરી. **ડોશીએ દળ્યું તો આખી રાત પણ માત્ર ભરાયું તો કોડીયુંજઃ** મહેનત કરી મર્યા પણ સાર ધારેલો ન આવ્યો. કાકે ખતીબને હાથમાં લઇ ઉદાને થાપ આપવાનાં સાધનો ભેગા કર્યા. પણ તેની બધી મહેનત ઉદાએ ધૂળ ભેગી કરી. ભુતિઆ ઓવારે ખતીબને રહેવાનું કહી તે **આંગાને** છોડાવવા ગયો. મંજરીનું પ્રકરણ આવ્યું અને ઉદાએ આ અરસામાં ખતીબને કેદ કર્યો; એટલે તેના સામું ઉભું કરેલું તેને ડારવાનું કારણ નાશ પામ્યું. **રસાલાનોઃ** લશ્કરી ટુકડીનો.

---

પ્ર. ૨૧.

## રા' સપડાયો.

રા' જાણતો હતો તેમ બધો ય પાટણનો ઇતિહાસ ફરી ગયો હતો. મુંજાલ જાત્રાએથી આવી ગયા હતા. ત્રિભુવન લાટ ન હતો પણ તેની પાછળ હતો; અને તેથી તે પાંચાલમાંથી નાઠો. કાક ત્રિભુવન પાછળ પડયો. તે પાસે પાસે આવ્યો. રા'નાં માણસો તેમના પર ધસ્યાં. ત્રિભુવને બાણ છોડવાની ના પાડી હતી. પણ સામા પક્ષે છોડયું. ત્રિભુવન ઘવાયો અને કાકે બાણ છોડયું. બેને ઠાર કરી આગળ ધપ્યો. રસ્તામાં વહેળો આવ્યો. રા' કુદી સામી બાજુ ગયો. કાક પણ ગયો. ત્રિભુવનનો ઘોડો કુદયો પણ અથડાયો. કાક એકલો રા' પાછળ પડયો. રા'ને પકડવાની તૈયારીમાં પરશુરામના લશ્કરે તેમને બાંધ્યા, અને કાક ને રા'ને કેદ કરી તેઓ પાછા ફર્યા.

પાત્રો વિષે કૈંકઃ—

રા'ની આંખોમાં અગ્નિ છે, પ્રતાપ છે. કાક રાજા માટે મરવાને તૈયાર છે. ત્રિભુવન પોતાની દરકાર કર્યા વિના રા' માટે મોકલે છે. તેનામાં રજપુતનું લોહી છે અને બાણથી શત્રુને વિંધવા કાકને ના પાડે છે. કાક–ત્રિભુવનની હિંમત અજાયબી પમાડે તેવી છે.

**અર્થઃ—**

**તુટી પડવાનુંઃ** હુમલો કરવાનું. **શરની શક્તિથીઃ** ધનુષ્યમાંથી છૂટેલું બાણથી જાય તેટલી ઝડપથી. **શીકારી અને શીકારઃ** રા' અને ત્રિભુવન–કાક. **તે જાનવર નહોતા પણ જીવતી ગોફણોની માફક આગળ વધતાઃ** ગોફણમાંથી છૂટેલો પત્થર જે સણસણાટ કરતો દુર જાય તેમ ઘોડાઓ પણ ઝડપથી દોડતા થાકયા વિના જતા હતા. **ચાપઃ** ધનુષ્ય. **તીરથીઃ** બાણથી. **પંખાળીઃ** પાંખોવાળી. **તીરઃ** કીનારે. **સ્તબ્ધ થઇ ગયાઃ** આભા થઇ ઉભા રહ્યા. **વામઃ** ૭ ફુટ જેટલું લંબાઇનું માપ. **પાણીઃ** જોર. **કરકટીઆઃ** બળવાન. **અસવારઃ** સ્વાર.

---

પ્ર. ૨૨.

## મંડલેશ્વરની શોધમાં.

પરશુરામને કાકે પોતાને છોડી દેવાનું કહ્યું હતું પણ તે સુભટે માન્યું નહી. પરશુરામે જ્યારે તેને પ્રશ્ન કર્યો ત્યારે તેણે મંડલેશ્વરનો સંબન્ધ માનવા ના પાડી. એક વૃદ્ધ ડોસાએ તેને ઓળખ્યો અને પરશુરામને છોડી મુકવા કહ્યું. પણ તે કરવા તે તૈયાર ન હતો. રાત્રે પુરુષ વેષમાં ત્રિભુવનને શોધવા નીકળેલી કાશ્મીરાએ તેને છોડાવ્યો. કાક, પેલો વૃદ્ધ અને કાસ્મીરા સરથારને રસ્તે ગયાં. રસ્તામાં કાશ્મીરાએ કહ્યું કે કાકે ત્રિભુવનને યશ અપાવવા પહેલાં મોકલ્યો માટે જયદેવ મહારાજ ગુસ્સે થયા છે અને કાકને હાથીને પગે મોકલવા તૈયાર છે. ત્રિભુવન એક બ્રાહ્મણને ત્યાં બહુ મહેનત પછી તેમને મળ્યો. તે બધાં પાંચાલ તરફ ગયાં.

પાત્રો વિષે કૈંક:—

**પરશુરામ:** વિશ્વાસુ અને વફાદાર છે. તે કાકને ઓળખતો નથી માટે તેને છોડવા તૈયાર નથી. **કાશ્મીરા:** પતિ ખાતર પ્રાણ ખર્ચે તેવી છે. તે પુરૂષ વેષે બહાર નીકળી, કાકને છોડાવી પતિને ખોળે છે.

**અર્થ:—**

**કોસ:** ગ. ઉ. **કલ્પિત:** બનાવટી. **બાતમી:** ખબર **ચિત્રવત:** ચીતરેલા—જીવ વિનાના. **નીશો:** ચેન. **આફ્રીન:** ફીદા—ખુશ. **ગાઢ:** ઉંડો.

---

પ્ર. ૨૩.

## બે યોદ્ધાઓ.

ત્રિભુવન અને તેના સાથીઓ પંચાલ આવ્યા; પરશુરામને ત્યાં ગયા. નાસી ગયેલા કાકને સૈનિકોએ જોયો. ત્રિભુવનને પરશુરા-

મના બારણે એક ભટ્ટે અટકાવ્યો. પરશુરામ દંડનાયકને માન આપવા આવ્યો. કાકને કેદ કરવા કહ્યું; પુરૂષ વેષમાં કાશ્મીરાએ કહ્યું કે મેં છોડાવ્યો હતો. પરશુરામ ઢીલો થઇ ગયો, પણ આજ્ઞા તે આજ્ઞા, અને ત્રિભુવન સાથે કાકને સાચવવા માણસો મોકલવા પડશે તેમ કહ્યું. પરશુરામે કહ્યું, ઉદા મહેતા આવ્યા છે રા'ને દાંતે તરણું લેવડાવી છોડી મૂકયો. શાન્તુ મહેતા સમાધાન કરી આવી પહોંચશે. મુંજાલ, જયદેવ, ઉદો, ઉબકની પરોણા ચાકરી કરવા પાટણ ગયા. બીજે દિવસે ત્રિભુવને સાથીઓ સાથે પંચાલ છોડયું. પરશુરામે કાક માટે માણસો મોકલ્યાં.

પાત્રો વિષે કંઇક:—

ત્રિભુવન અને પરશુરામ બંને પ્રચંડ અને પ્રતાપી છે. પરશુરામને ત્રિભુવન દંડનાયક છે છતાં ય રાજ આજ્ઞાને માન આપે છે. આજ્ઞા પાળવા અવિનયી થતાં તે બીતો નથી. "મહારાજ! આજ્ઞા તે આજ્ઞા, આપનું વચન છે એટલે બાંધવાની જરૂર નથી. આમ ત્રિભુવનને તે કહે છે અને કાક ઉપર દ્રષ્ટિ રાખવા માણસો મોકલે છે.

કાશ્મીરામાં શૌર્ય છે, અને માળવાના સમાધાન વિષે કહે છે, 'એ તો નકામું સમાધાન કર્યું, નહિ તો તેને લોહીની ધારે બરાબર હોળી રમાડત.'

અર્થ:—

રા'ને તેના હથીઆર ઉતારી મોંમાં તરણું લઇ etc. આ ઇતિહાસ સિદ્ધ વાત છે.[૧] એક સમય સિદ્ધરાજ સોલંકીએ નવઘણને નળની બાજુએ સોરઠ દેશની સીમા ઉપર પંચાલમાં ભીડાવી દીધો, અને તેનાં હથિયાર ઊતરાવી દાંતે તરણું લઇ શરણ થવાની જરૂર પાડી. ઉગ્રઃ તીખો. આદરઃ માન. દેહાંત શિક્ષાઃ ફાંસિની સજા. પતેસરઃ લંબાણ વિસ્તાર ઉર્ફે ટાયલું. સમાલવાનુંઃ સંભાળવાનું.

---

૧ રાસમાળા પા. ૨૦૩.

છાસીયું કર્યું: ખાટી છાશ પીધા જેવું મોઢું કરી કહ્યું. પેંત્રો: દાવ. ઠાર કરવો: મારી નાંખવો.

---

## વિભાગ ૨ જો.

---

પ્ર૦ ૧.

<u>ઉબક સેનાપતિ:</u>

ફાગણ શુદ તેરશની સવારે પાટણે નવું દૃશ્ય જોયું. માલવાના સેનાપતી ઉબકને લઈ શાંતુ મહેતા આવવાના હતા. પાટણે યુદ્ધની ભયંકરતા તજી વસંતના વાઘા સજ્યા. ભીમનાથના ઓવારે ઉબકને આમંત્રણ આપવા મેદની જામી. મુંજાલને આવવાની વાર હતી. મેદનીમાં ત્રિભુવન–જયદેવના આવવાની કિંવદન્તિઓ ચાલતી. ઉદો, લુલો આવ્યા હતા. એટલામાં ઉબકની હોડી આવી. શાન્તુ મહેતા કીર્તિદેવ, સજ્જન, અને મોરારપાળ તેમાં હતા. ઉદો, લુલો આવકાર આપવા આગળ ધપ્યા. પાટણ અને અવંતી વચ્ચેના સૈકાના વેરે કોઇનામાં ઉત્સાહ જણાતો ન હતો. દેખાવડા કીર્તિદેવે બધાનું ધ્યાન ખેંચ્યું. સર્વ અંદર અંદર વાતોએ ચઢયા અને તેટલામાં મુંજાલ મહેતા હાથી ઉપર આવ્યા; સાથે ત્રિભુવન અને કાકને લેતા આવ્યા. કાક અને ઉદાના નયનો એક એક સાથે અથડાયાં.

પાત્રો વિષે કૈંક:—

ઉબક યોદ્ધો છે, તે ગર્વિષ્ટ અને સ્વાશ્રયી હતો. તે શૂરવીર અને શાણો હતો. કીર્તિદેવ: 'તે યુવક નહોતો, પણ.........'આવી કોઇક વ્યક્તિ આ હશે એમ જોનારના મન પર છાપ પડે એવું એનું રૂપ હતું. કનૈયાલાલનું આ દોરેલું ચિત્ર અદ્ભૂત છે.

અર્થ:—

રંગ: દેખાવ. ન્યારો: અવનવો. ગોખ અને અટારી હસતી

નગરજનોથી ચીકાર અટારીઓ તેમના હાસ્યથી જાણે હસતી ન હોય તેમ જણાતી–ઉત્પ્રેક્ષા છે. **મદનરાજ:** કામદેવ. **સ્વચ્છંદ:** મોજ. **મેદની:** ભીડ. **રાચવું:** આનંદ પામવું. **લોકવાયકા:** લોકોકિત. **સતત્:** ચાલુ, અટકયા વગર. **ક્મકમાટ:** ધ્રુજારી. **વીલે:** ઉતરી ગયેલા. **નાનમ:** હિણપત. **નવોઢા:** નવી પરણેલી. **મુખારવિન્દ:** (મુખ+અરવિન્દ) કમળ જેવું મુખ. **અપાર્થિવ:** દિવ્ય. **અનિર્વાચ્ય:** વાચાથી કહી ન શકાય તેવું. **પણ દેવોની** etc. દેવો અને દીવાના (ગાંડા–મસ્ત) ની દ્રષ્ટિ સામાન્ય જનથી પર હોઇ, ન કલ્પી શકાય કે ન જોઇ શકાય તેવા પ્રદેશોમાં રમે છે. તેવી કીર્તિદેવની દૃષ્ટિ હતી. **પાર્થિવ તત્વ:** મનુષ્ય તત્વ, નાશવંત તત્વ. **કેટલીક વ્યક્તિઓ** etc. રા. મુનશી કીર્તિદેવના વર્ણનમાં કમાલ કરે છે. તેમનો કીર્તિદેવ પૃથ્વીનો માનવી નથી તે તો કોઇ એકલો અટુલો જગતથી પર પ્રથમ દ્રષ્ટિએ લાગે છે. આવા મનુષ્ય સંસારમાં વિચરે છતાંય વિદેહીની જેમ સંસારથી પર પણ રહે છે. આપણને તે પૂજનીય લાગે છે. **કૈલાસસમ:** ઉંચાઇમાં કૈલાસસમ ભવ્ય. **કારી:** કારમો, વસમો. **કકળાણ:** શોરબકોર, ધુમરાણ. **વિનિમય:** અદલો બદલો.

---

પ્ર૦ ૨.

**કીર્તિદેવ:**

મુંજાલના વ્યક્તિત્વે સર્વને તેમની અલ્પતાનું ભાન કરાવ્યું. તેણે ઉભરો આદર આપ્યો; ત્રિભુવનની ઓળખ કરાવી. ત્રિભુવનને લોકે બહુ સન્માન્યો. કીર્તિદેવે પોતાના જીવનકાર્યની પ્રસ્તાવના કરતાં ત્રિભુવનને પાટણ અને અવંતી વચ્ચે મૈત્રી કરવાનું જણાવ્યું. તેણે કહ્યું: પાટણ અને અવંતી આર્યાવર્તની આંખો છે. ત્રિભુવને એ તરફ ધ્યાન ન આપ્યું. પરંતુ ચાલાક કાકે તેનો પ્રતાપ વર્ત્યો. સ્વારી

રાજગઢમાં ઉતરી. મંજરીને મળવા ઉત્સુક કાકને ડુંગર નાયકે ઉદાને જયદેવની આજ્ઞાથી ભોંયરામાં પૂર્યો.

પાત્રો વિષે કૈંક:—

**મુંજાલ:** તેનું વ્યકિતત્વ બધાને ડારે છે. વિજેતા ઉબક યોદ્ધા જેવો લાગે છે. મુંજાલનું વ્યકિતત્વ...વગેરે શબ્દો તેનું ચિત્ર દોરે છે.

**કીર્તિદેવ:** "તમે બળીઆ છો તો નાના લડાઈઓ છોડી મહાવિગ્રહો કેમ કરતા નથી?" કહેતો કીર્તિદેવ અવ્યવહારૂ આદર્શ રાખતો લાગે છે. કાક તેના મુખ ઉપર પરિચિત રેખાઓ જુએ છે. ત્રિભુવન મુત્સદ્દી નથી. "એ મારૂં કામ નથી રાજ્યનીતિની વાતો તો મામા જાણે," એમ તે કીર્તિદેવને કહે છે.

અર્થ:—

**ઠઠમાંથી:** ભીડમાંથી. **ઓપી નીકળતું:** દીપિ નીકળતું. વનરાજ. સિંહ. ડગલાં: પગલાં. ગર્વદર્શી; ગર્વ બતાવતું. દોર: અમલ; રોફ. **પુરૂષાર્થ વિહીન:** નમાલાં. **ઇતિહાસક્રમ:** ઇતિહાસમાં થતો ફેરફાર. **ઇતિહાસક્રમ થંભે છે etc.** મુંજાલ જ્યારે ઉબકને લેવા આવ્યો ત્યારે સર્વના મનમાં આવતી નાનમ ચાલી ગઈ. ઉબક વિજેતા મટી યોધ્ધો લાગ્યો. આવી આવી વ્યક્તિઓ જ્યારે જગત પટ ઉપર દેખા દે છે ત્યારે સમયનાં પ્રેરકબળો તેવી વ્યક્તિમાં ભળી જાય છે, એમ જનસમાજને લાગે છે.[1] **ભૂતકાળની રંગભૂમી etc.** જાયદગ્ન્ય પરશુરામે પૃથ્વીને

---

[1] મહાત્મા ગાંધીના વ્યક્તિત્વે મુંજાલ જેવોજ કાંઇક પ્રભાવ ૧૯૧૪ અને ત્યારપછીના વર્ષોમાં પાડયો હતો. "ગુજરાતનો નાથ" લખતી વેળા કદાચ મુંજાલનું પાત્રાલેખન દોરવામાં ગાંધીનું વ્યક્તિત્વ પણ દ્રષ્ટિ સમક્ષ હોય એમ સંભવે છે. લોકો સમય—શક્તિઓને ભૂલી ગાંધીની આસપાસ વિંટાયેલા રહેતા. તેના ધીરા શબ્દે

એકવીસ વાર નક્ષત્રી કરી હતી. તેના તેજે શૂરવીરો દાઝતા; શ્રી કૃષ્ણે પાંડવોના નાના સરખા લશ્કરમાં પ્રાણ રેડી કૌરવોનો વિનાશ કરાવ્યો. તેના મુત્સદ્દીપણાએ ભલભલા રાજાઓની મૈત્રી સાધી; રાજ્યનીતિ નિપુણ મુત્સદ્દીવર ચાણક્યથી ભલભલા રાક્ષસ જેવા ડરતા. અને આ આવો જ નટ મુંજાલ સર્વને તેના મુત્સદ્દીપણાથી મધ્યકાલીન ગુજરાત ઉપર છાપ પાડતો આપણે જોઈએ છીએ. **લાલસા:** ઇચ્છા. **મહારથી:** યોદ્ધો. **નયનકિરણો:** આંખના મીઠા કટાક્ષો. **અસ્વસ્થતાભરી:** બધાથી અળગી, જનસમૂહના આનંદમાં ભાગ ન લેતી. **અથાગ:** ઘણો. **આર્યાવર્ત:** હિંદુસ્તાન. **ગૂઢાર્થ:** ઉંડો ભેદ. **લાગ:** વખત.

---

પ્ર. ૩

<u>મુંજાલ મહેતાનું હૃદય</u>

માલવા સાથેની સંધિ જયદેવને શલ્ય સમાન ખૂંચી. ઉબકે તેને અવંતીરાજની કન્યા સ્વીકારવા કહ્યું; પુર્ણિમાએ જવાબ આપવા મુંજાલે જણાવ્યું. સૌ વીખરાયા. મુંજાલને કીર્તિદેવના વ્યક્તિત્વે વિચારમાં નાંખી દીધો. તેના સ્વરૂપે તેને તેની બ્હેન હંસા, તેની ગત પત્ની ફુલકુંવર, અને તેનો પુત્ર તેની ચક્ષુ સમિપ આણ્યા. કાકને તેના ઉપર દેખરેખ રાખવા નિયુક્ત કરવા ધાર્યું. તે મીનળના ખંડમાં ગયો, ત્યાં તેણે મંજરીને જોઈ. મીનળ અને મુંજાલ ઉબકની માગણી પર વિચાર કરવા લાગ્યાં. મુંજાલે તે માગણી નકારવાનો

---

અધીરાં લોકહૈયાં શાંત થતાં. ગાંધીના આવા વ્યક્તિત્વે મુનશી પર છાપ પાડી લાગે છે. મુંજાલમાં એ ગંધ છે. " નાયકના મોહમાં નાટકનો અર્થ વિસરે છે. " આ તે વર્ષોમાં ગાંધી માટે નગ્ન સત્ય ગણાય; અને રા. મુનશી જાણે અજાણ્યે ઇતિહાસ ક્રમ ફેરવે છે.

નિશ્ચય કર્યો. પ્રેમ શૂન્ય મુંજાલને કાશ્મીરા 'પરણાવવા મથતી હતી, પણ કઠોર મુંજાલ અડગ હતો.

પાત્રો વિષે કૈંકઃ—અવન્તીનું માગું સ્વીકારવા ઉત્સુક જયદેવમાં લાંબી પહોંચ નથી. કઠોર મુંજાલ પરણવા કરતાં એકલો, અટુલો રહેવું પસંદ કરે છે. તે તેનું–Stoicism–દુનિયા પ્રત્યે સખ્તાઇ અને સહનશીલતાપણું બતાવે છે. તેનું સ્વગત ( Soliloquy ) તેનું હૃદય આપણી સમક્ષ ધરે છેઃ 'મુંજાલને સંતાન કેવું? મારૂં સંતાન પાટણ!' અવન્તીનું માગું ન સ્વીકારવામાં તેનું મુત્સદ્દીપણું જણાય છે.

પાટણની પ્રભુતાવાળી રાજમાતા મીનળ હવે પ્રૌઢત્વને ધારે છે. હવે તેને મુંજાલમાં સંપૂર્ણ વિશ્વાસ છે. 'જેવો મુંજાલનો પ્રભાવ હતો તેવોજ તેનો હતો, બન્નેનાં અંતર એકજ હતાં.' પાટણની પ્રભુતામાં પ્રજવલિત તેમનો કહેવાતો પ્રેમરાશી અત્યારે ભસ્મસાત્ છતાં ઉંડેરો ઝગે છે; માટે જ તેમની આંખો હસે છે.

અર્થઃ–પારસીમાઃ હદ. ક્ષુદ્રઃ નજીવું. દૌર્બલ્યઃ દુર્બળતા નબળાઇ. મોઢા પર તમાચો મારીઃ જેમતેમ, મહા મહેનતે હિંમત રાખી. વિનયવિધિઃ સ્વાગતના ઉપચાર ( formalities ). મને સરસ્વતીમાનો પ્રસાદ નથીઃ મારામાં જોઇએ તેટલાં વિદ્યા–જ્ઞાન નથી. વિજેતા : જયવન્ત. મણા ઉણપ, ઓછાપણું. ધમસાણઃ રમખાણ. ગ્લાનિઃ શોકમયતા, ખિન્નતા. પાર્શ્વકઃ નોકર, પરિચારક. મહાત કરવુંઃ હરાવવું, તાબે કરવું. ઠમકીઃ અટકી. વાચસ્પતિઃ વાચાના પતિ જેવો વિદ્વાન. કુમાશઃ કોમળતા, કુણાપણું. આશયઃ ઉદ્દેશ. મ્હોમાં પાણી આવવુંઃ મન થવું, તંત્રઃ સત્તા, દોર. જેટલો બહાર તેટલો ભોંયમાં છેઃ બહુજ ઉંડો અને પહોંચેલો છે. છાશીયું કરવુંઃ ખાટી છાશ પીધા જેવું મોઢું કરવું નિર્જનતાઃ એકલવાયાપણું. દહે છેઃ બળે છે. દુસહ્યઃ મુશ્કેલીથી સહન થાય તેવો.

**નોધારાનો આધાર**: નીરાધારનો મદદગાર, સહાયક–પરમેશ્વર. **વ્યથા** માનસિક દુઃખ, પીડા. **અન્તરનું**: પોતાનું, સ્વજન, લાગણીવાળું **સામાન્ય જનોથી અટુલો.........એજ એમનું કારાગ્રહ**–અસાધારણ મનુષ્યો સામાન્ય બુદ્ધિના માણસો જોડે ભળી શકતા નથી. તેથી તેઓ એકલવાયાં લાગે છે, સમાનશીલ ને વ્યસનને અભાવે તેઓ સામાન્ય જનતાથી વેગળા રહે છે. તેઓ તેમના એકાંત મહેલ–કારાગ્રહ ( કેદખાનું ) જેવામાં પડી રહેવામાંજ સંતોષ માને છે. મુંજાલનુ પણ તેમજ છે.

---

**પ્ર. ૪**

વિધિ અને તેના સાધનો

વાચસ્પતિ ગજાનન પંડિત પાટણમાં પ્રખ્યાત હતા. મુહૂર્ત જોવામાં તે અજોડ ગણાતા. કોઇ દિવસ નહિ પણ આજે ટીપણું જોતાં પંડિત હસી પડયા. શિષ્યો પણ ગુંચવણમાં પડયા. કાશ્મીરા ત્યાં આવી ને પંડિતે વધાઇ આપી કે મુંજાલ મહેતાને આ વર્ષે કન્યા યોગ બળવત્તર છે. પણ કન્યા કયાંથી લાવવા એ કાશ્મીરાને ખૂંચ્યું. કાશ્મીરાએ મંજરીને કાકનો લગ્નયોગ પૂછયો. તેવામાં મંજરી ને માત્રા હાફ્લાફાંફ્લા ત્યાં આવ્યા. મંજરીએ ખંભાતનો તેને પરણનાર શેઠને જોયો હતો.

**અર્થ**:–નાકઃ શોભા **नासिका मुखमण्डनम्** ઉપરથી. મોઢાની શોભા જેમ નાક હોય છે તેમ પાટણની શોભા ગજાનન પંડિત હતા. **પારંગતઃ** નીપૂણ. **ડાકમડોળ**: ડોલાયમાન. **ધૂમકેતુઃ** પૂછડીયો તારો. **ઉલટતાઃ** ઉલટથી–ઉમંગથી જતા. **બારણા તોડી પાડવાઃ** એટલા બધા અને એટલીવાર માણસો આવતા કે ઘરના બારણા પણ તૂટી જાય. **વ્યતિપાતઃ** જ્યોતિષનો ૧૭ મો યોગ; અશુભ યોગ. **વૈધૃતઃ** ૨૭ મો યોગ, કનિષ્ટ ગણાય છે, (જ્યોતિષ). **ખડાખાંડું**:

(**सं. षट्क+अष्टक**) છ અષ્ટકવાળો યોગ; સામી પ્રીત; અણબનાવ; જ્યોતિષમાં વર અથવા કન્યા એમની પરસ્પરની થકી પરસ્પરની રાશી છઠ્ઠે અને આઠમે હોય તો તેને ખડાખાષ્ટું કહેવાય. **મહામહોપાધ્યાય** ( મહા+મહાક+ઉપાધ્યાય ) મહા અધ્યાપક, આચાર્ય. **વિઘ્નેશ** ( વિઘ્ન+ઇશ ) વિઘ્નોના પ્રભુ, વિઘ્નહર, ગણપતિ.

ગજાનન પંડિતના વર્ણનમાં રા. મુનશી પંડિત અને ગણપતિ બન્ને એકજ નામવાળાઓને સરખાવે છે. તેમાં તેમનો હાસ્યરસનો ચટકો છાનો રહેતો નથી. **ડુંડાળા:** (દુંદાળા) પેટની ફાંદવાળા, મોટા પેટવાળા ( ગણેશ ). **આ ગજાનન માત્ર હાડ અને ચામ હતા:** પંડિત માત્ર હાડકા અને ચામડાનો માળો હતા, પાતળા, સુક્કા હતા. **એકનું માથા કરતાં.........ભૂલી જતા** ગણપતિનું શરીર મોટું, ફાંદ વિશાળ અને માથું હાથીના માથાના આકારનું હોય છે; જ્યારે આપણા ગણપતિ ( ગજાનન પંડિત ) નું મસ્તક ભારે અને શરીર સુકકું હોઇ હાડપીંજર જેવું હતું ગણપતિદેવની સેવામાં બબ્બે સ્ત્રીઓ બે બાજુએ હાજર હોય છે. જ્યારે આપણા પંડિત ટીપણું જોવામાં પોતાની એકની એક સ્ત્રીને પણ વિસરી જતા.

**મુસળધાર:** સાંબેલાના જેવી ધાર જેવું. ( વરસાદના સંબંધમાં વપરાય છે. ) **સમઝાવાની પોથી:** નામની કહેવા પૂરતી જ પોથી. **સમાધિસ્થ:** ( સમાધિ સ્થ ) ચિત્તને એકાગ્ર કરી, શ્વાસ રૂંધી ધ્યાન ધરવા બેસવું તે. **પુનિત:** પવિત્ર **ગૌરવહીણું.** પ્રભાવવિહીન. **ખાળ્યું:** રોકયું, **વૈચિત્ર્ય:** વિચિત્રતા, નવાઇ, અચંબો. **આવાગમન** આવવું, **ખોબ્બોમાંથી** (ખોખબો) ખોખાં જેવાં તેમના મુખમાંથી. **જડ બુદ્ધિ:** બ્હેરમારી ગયેલ જેવી, જાડી બુદ્ધિના **સ્ત્રીયોગ:** સ્ત્રી પરણવાનો યોગ–વખત. **પાણી મૂકવું:** પ્રતિજ્ઞા લેવા હાથમાં પાણી લઇ સંકલ્પ કરવો. **ત્હમારા મ્હોમાં ગોળ:** તમારૂં

બોલવું ફળો. શુભ કાર્ય ફળે તો ગોળ વહેંચાય છે અને તેથી 'મ્હોમાં ગોળ' એવો પ્રયોગ કરાય છે. **ભવાં ચડાવ્યાઃ** ભમ્મરો ઉંચા ચડાવી વિચાર કરવાના ચિન્હ કર્યાં. ભવાં ઉંચા ચડાવવાં, માથું ખણવું–ખોતરવું, આંખ મીંચવી એ સર્વ ઉંડા વિચારમાં પડવાના લક્ષણો છે. જો કે આ ત્રણેય લક્ષણોને સાથે આવવાનો યોગ તો વિરલ છે, છતાં કર્તાની પ્રબળ કલ્પનાએ ત્રણેનો ગજાનન પંડિતમાં સુયોગ બતાવ્યો છે. ગજાનન પંડિતના વર્ણનમાં કર્તાએ વેદિયા ઢોર એવા બ્રહ્મ–બંધુનો ઠીક ચિતાર આપ્યો છે. **જુગતે જોડું:** યુક્ત, અનુકૂળ ઘટિત, જોડું. **કાલાન્તરેઃ** કાળ વહી જાય તોએ. **કહોનીઃ** કહોને. કહોની, લાવોની, વ. સુરતી પ્રયોગો છે. કર્તા સુરત બાજુના હોવાથી તેમનામાં સુરતી ભાષા પ્રયોગ નજરે પડે છે. **કન્યાકાળઃ** કન્યાને પરણાવવાનો શાસ્ત્રોએ નિયત કરેલો સમય. **લાંછનઃ** કલંક. **ત્રણ ભુવનઃ** સ્વર્ગ, મૃત્યુ, પાતાળ એ ત્રિભુવન કહેવાય છે. **હાંફલાફાંફલાઃ** ગભરાટથી. **હોસકોસ** હોશ–ચેતન, સાનભાન. **કમળ પત્ર શીઃ** શી જેવી, કમળના પાંદડા જેવી સુકોમળ આંખો. **લાલિત્યઃ** મનોહરતા. **ભયંકર મોહકતાઃ** મનોહરતામાં ભયંકરપણાનો આભાસ થતો હોય તેવું. આમાં સ્હેજ વિરોધાભાસ apparent contradiction છે. જેમકે રમણીય ભયંકરતા, શરીફ બદમાશ, સફેત ઠગ આદિ શબ્દ પ્રયોગો. ઈંગ્રેજીમાં આને oxymoron પણ કહે છે. **શુકદેવજીએ રંભા.........ઉભો થયો—**શુકદેવજી જેવા ઋષિના તપ ભંગ માટે ઇન્દ્રે અપ્સરાને મોકલી હતી' પરંતુ શુકદેવ જેવા પ્રબળ તપસ્વિએ તેને તપોબળથી પાછી કાઢી. ગજાનન પંડિત મંજરીની આવી ભયંકર મોહકતાને રૂપવાન અપ્સરાને બદલે મંજરી ઋષિ સમક્ષ ગઇ હોત તો શું થાત? **વાળ વાંકો કરવોઃ** ઈજા કરવી **અર્ધાંગના** અરધુ અંગ–પત્ની. શાસ્ત્રોમાં પત્નીને પુરુષનું અરધુ અંગ કહેલી છે. તેમજ ઈંગ્રેજીમાં પણ Better-half કહે છે.

પંડીત નક્ષત્રો......સત્તા ચલાવતી-જ્યોતિષ વિશારદ પંડિત તેમની સ્ત્રી આગળ નિર્બળ હતા.

---

પ્ર. ૫.

<u>કોણ માલીક ?</u>

રાને હરાવવાનો યશ ત્રિભુવનપાળે ખાટયો તેથી જયદેવ ચીડાયો હતો. ત્રિભુવન તેને મળવા આવ્યો. ગુમ થયેલા કાક માટે પૂછતાં જયદેવે તેને કેદ કર્યો હતો એમ જણાયું. કાકને છોડવા ત્રિભુવને તેને કહેતા જયદેવે ના પાડી. બંને વચ્ચે ગરમાગરમ વાદવિવાદ ચાલ્યો. ડુંગરે જયદેવની સત્તાની ઉપરવટ થઇ ત્રિભુવનના હુકમથી કાકને છોડયો. જયદેવ નરમ પડયો, ત્રિભુવને રાજાને કાકની શકિતનો ખ્યાલ આપ્યો ને તેને સોડમાં લેવા જણાવ્યું

પાત્રો વિષે કૈંક—

ભોળો જયદેવ નામનો સત્તાધારી હતો તે આ પ્રકરણમાં સત્ય ઠરે છે. કર્તાના શબ્દોમાં, ' તે કાચો હતો, તેનામાં મુત્સદ્દીપણું થોડું હતું. તેની પાસે સત્તા મેળવવાનો મંત્ર હતોજ નહિ. તેને સ્પષ્ટ લાગતું હતું કે પાટણના ચક્રની તે માત્ર નામનીજ ધરી હતો. મહારથી ત્રિભુવન કેટલો લોકપ્રિય હતો તે ડુંગરના આજ્ઞાંકિતપણાથી સ્પષ્ટ થાય છે. સેવકોની કદર બાબત જયદેવ કરતાં ત્રિભુવન કેટલો ઉદાર છે જણાય છે.

ત્રિભુવનમાં પણ તેવા પૂર્વજોના ગૌરવનું ઘમંડ છે. ત્રિભુવન કાકને સોડમાં રાખવાનું કહી તેનો ભાવ વધારે છે, તે કદરદાન છે એમ સાબીત કરે છે. બાપડો જયદેવ, 'અત્યારે હું કેવો અધમ છું હું તો માત્ર શોભા રૂપજ છું' આદિ વાકયો વડે પોતાની અલ્પતા પીછાને છે. પરંતુ તે સાવ ગૌરવહીન નથીજ; કારણ તે કહે છે,

" મારે ખરા રાજા થવું છે...મારે આપણા પૂર્વજોની કીર્તિ ઝાંખી પાડવી છે, મારે ભરતખંડની ભૂમિ ધ્રુજાવવી છે, મારી કરવી છે."

અર્થ—

**પરિતૃપ્ત** સંતોષ. **મહારથી** મોટો યોદ્ધો. **તેજી** જલદ. જલદી તપે તેવો. **આકરો.** **બાહુ** હાથ. **નિખાલસ** ખુલ્લું, ભોળું, દંભરહિત. **પ્રતિમા** મૂર્તિ. **નિર્માલ્ય** માલ વિનાનો, નબળો. **બળતામાં ઘી હોમાવું** વધુ ઉત્તેજીત કરવું, વધુ સતેજ કરવું. **to add fuel to fire.** **રાતાપીળા થવું** તપી જવું, ગુસ્સે થવું, મોં પરના ભાવ સૂચક છે **સ્વસ્થતા** સ્વપણું, શાન્તિ, પોતાનું ભાન. **સાંખવું,** સહન કરવું. **હાથીને પગે થશે** હાથીના પગ તળે કચરાશે. **રજ** ધુળ. હલકાપણું સૂચવે છે **તાંડવ નૃત્ય** શંકર ભગવાનનો ભયંકર નાચ. Death Dance ભયંકર પ્રસંગેજ આ નાચ શંકર કરતા અહીં ભયંકર સાઠમારી, બોલાચાલી. **કૃતાર્થ** કૃતકૃત્ય, ધન્ય, મુક્ત-રૂણ, ફરજ અદા કરેલ. **સમરાંગણો ખેલવાં** યુદ્ધ ભૂમિમાં ઝુઝવું, યુદ્ધવિહાર કરવો. **સ્વમાન** જાતિ ગૌરવ. પોતાના પ્રભાવ–કિર્તિ. **ઉચ્ચારણ** ઉચ્ચારેલાં વાકયો. ઇ. Utterance **મલ્લ** કુસ્તીબાજ, પહેલવાન. **માથાં ભાંગવાં** હરાવવું. **રહેંસાવું** કપાવું, ચીરાવું. **કાર્યસાધકતા** પોતાનું કામ સાધવાનો ગુણ. **પુખ્ત** પાકું **વિપલ** પળનો ૬૦ મો ભાગ. **ઘાટ** યુકિત ગોઠવણ. તર્ક. **આઘાત** ઘા. **ખ્યાલ** (ખયાલ) વિચાર. **અંકુર** ફણગા. **સ્ફુર્યાં** ઉત્પન્ન થયાં, ઉપજ્યા. **નમતુ આપવું** નરમ પડવું **પુર્વજો** બાપદાદાઓ, વડવાઓ. **શમવુ** શાંતિ થવી હોલવાવું, ઠંડા પડવું. **થાપ ખવરાવવી** ભુલાવામાં નાખવા.

---

પ્ર. ૬

<u>કાકનો ભાવ કેમ વધ્યો.</u>

જયદેવ કાક પાસે સલાહ માગે છે; કાકે વસ્તુસ્થિતિ જાણ્યા

પછી યોગ્ય સમયે સલાહ આપવાનું જણાવ્યું. મુંજાલે પણ કાકનો ભાવ પૂછ્યો; કાકને કીર્તિદેવ પર નજર રાખવાનું તેણે સોંપ્યું. કાકભટ્ટ ફુલાઇને ચાલ્યા પણ ચાણુકય મુંજાલે તેની પાછળ એક ગુપ્તચરને મોકલ્યો.

પાત્રો વિષે કૈંક:—

જયદેવનો કાક પાસે સલાહ માગવામાં આશય વિચિત્ર હતો. તે પહોંચેલો છે. કર્ત્તાના શબ્દોમાં, "જયદેવના સ્વભાવમાં અનેક ખૂણા હતા; જે ખૂણેથી તેને અનુભવ મળતો તેવું તેજ તે પ્રકાશતો. અત્યારે ખૂણો પક્કાઇનો હતો...."

મુંજાલે કાકનો ભાવ પૂછ્યો તેમાં તેની ખંધાઇ હતી. ભટ્ટજી ફુલાયા પણ બાપડાને ખબર નથી કે ચાણુકય મુંજાલનો ચર તેની પુંઠેજ છે.

અર્થ—

તબીયતવાળી અદબ વાળી. છીદ હઠ પરવા તમા, દરકાર. ગઈ ગુજરી બની ગયેલ બનાવ, વીતી ગયેલ વાત. પહોંચેલો કાબેલ. ગાજરની પીપી વગડશે (વાગશે) ત્યાં સુધી ઠીક છે— લોક કહેવત, ગાજરની પીપુડી વાગે ત્યાં સુધી ઠીક નહિ તો કરડી ને ફેંકી દઇશું અમુક માણસ જ્યાં સુધી કામ આપે ત્યાં સુધી ઠીક નહિ તો તેના વિના ચાલશે. જયદેવની કાક પ્રત્યેની આ ઉકિત તેનું ખંધાપણું-સ્વાર્થમયતા બતાવે છે ભીડાવ્યો સપડાવ્યો. અનુગ્રહ મહેરબાની નિરર્થક અર્થ વગરની, નકામી. કાન પકડાવવો પોતાનું સર્વોપરિપણું સાબીત કરવું મનાવવું ગોરો ગબરૂ પુષ્પ જેવો શુભ અને સુંવાળો ચાણકયનિતિ ચાણુકય ભગવાન જેવી કૌટિલ્ય રાજનિતિ machiavellian policy.

---

પ્ર. ૭

## મંજરીના સ્વામીઓ

ત્રિભુવન અને કાક ઘેર આવ્યા. કાક જમી એક ઓરડામાં આરામ કરવા ગયો. તે ઓરડાની પાસેના ઓરડામાંથી મંજરીનો અવાજ આવતો સંભળાયો. કાશ્મીરા મંજરીને ઉદાથી બચવા કાક સાથે પરણવા માગતી હતી. મંજરી પાટણની બ્રાહ્મણી નથી તેનો કલ્પના પ્રદેશ વિશાળ છે તેના નાથ કાલીદાસ અને પરશુરામ છે. કાક તેને મન લાટનો ભટકતો બ્રાહ્મણ છે. કાશ્મીરા કાક જમદગ્નિ ગોત્રનો એમ કહે છે ત્યારે ચીઢાય છે અને તેને વ્હેંતીઓ વીર કહે છે. મંજરી ઉપર કાશ્મીરા રીઢા થાય છે. કાક આ સાંભળે છે અને પોતે અલ્પ છે તે તેને સાલે છે. તે "રાજવિમર્દન" થવા મથે છે તે મંજરીને પોતાની શકિત બતવાવાનો નિશ્ચય કરે છે.

પાત્રો વિષે કંઈક:—

મંજરી ગર્વિષ્ટ છે, સંસ્કારી છે. તે પૈસા પદવીને મોટપનાં ચિન્હો ગણતી નથી. " બા ! દુનિયામાં પદવી, પૈસો કે બહાદુરીથી શ્રેષ્ઠતા નથી મળતી...પહેલાં સંસ્કાર અને શુદ્ધતા જોઈએ " પોતે તેથી ઉચ્ચ છે એમ માને છે અને કાક માટે કહે છે, " કયાં હું અને કયાં લાટનો ભટકતો ભટ્ટ ?"

કાકઃ ઉદાને થાપ આપનાર, પાટણની ભવિષ્યની સત્તાનો પ્રતિનિધિ મંજરી સમક્ષ અલ્પ દેખાય છે. તે તેને સાલે છે અને કહે છે— કલીયુગ આવ્યો છે, પણ મારી રગમાં શુદ્ધ લોહી ફરે છે તું પણ જોજે કે કાક નિર્માલ્ય છે કે રાજવિમર્દન છે. તે ખંતિલો મંજરીને બનાવે પણ ખરો.

**અર્થ—**

ખાસઃ મૂખ્ય. નિદ્રાધીન થયોઃ ઉંઘી ગયો. ચમકીને ઝબકીને. લીન બની ગરકાવ થઈ. ઠસ્સો ભપકો. અનેરા અવનવાં ભિન્ન

જુદા. **શકિતની પ્રતિમા:** શક્તિની મૂર્તિ. **લક્ષ્મીપદ:** લક્ષ્મીજી જેવા ઉચ્ચસ્થાને. **એમ લાગતુ કે એકને જોઇ:** કાશ્મીરા શક્તિની મૂર્તિ હોઇ પુરૂષો તેનાથી બીની તેના હુકમો પાળવા તૈયાર હતા. મંજરીનું સ્થાન લક્ષ્મીજી પાસે હોઇ પુરૂષો ભલભલાં શાસનો તોડી તેને પૂજવાને તૈયાર હતો. **ઝણકારો:** રણકારો **વહેંતીઆઓ:** સંસ્કારમાં વામન જેવા. **અલ્પતા:** લઘુતા. **અનસૂયા:** અત્રીની પત્ની. પરીક્ષા લેવા આવેલા ત્રણ દેવોને તેણે બાળકો બનાવી પારણામાં ઝુલાવ્યા હતા. **મોહિની:** વિષ્ણુએ મોહિની સ્વરૂપ લઇ ભસ્માસુરને ભસ્મ કર્યો હતો. **રીઆવશે:** કનડશે. **કટાક્ષમયતાથી:** વક્ર ભાવથી. **કાકનું હૈયુ રડી ઉઠયું:** મંજરીના આદર્શો સાંભળી કાકના બધા આશાદિપકો હોલવાઇ ગયા અને હૈયામાં અંધારૂ થયું. **ખંભાતનો શેઠીઓ:** ઉદો. **ક્ષુદ્રપ્રાણી:** પામર મનુષ્ય. **અધમતાની અવધી છે:** અધમતાની છેલ્લી દશા છે. **ભરચક છે:** ભરેલો છે **પાંચાળી:** દ્રૌપદી–તેને પાંચ પાંડવો પરણ્યા હતા. **પ્રફુલ્લ:** વિકસિત. **કોડીલી:** હોંશીલી. **હેતભર્યા:** વ્હાલભર્યા. **સંહાર:** વિનાશ. **સંચરેછે:** ફરે છે. **એકજ તાન:** એકજ વિચાર. **મેઘદૂતોથી સંદેશા કહાવીએ છીએ:** કાલીદાસે "મેઘદૂત" નામનું એક કાવ્ય લખ્યું છે તેમાં કુબેરે દેશનિકાલ કરેલો એક ગંધર્વ પોતાની પ્રિયાને અલકાનગરીમાં મેઘદ્વારા સંદેશા કહાવે છે. **છોકરાં:** અહીં કાલીદાસે લખેલાં નાટકનાં પાત્રો. **શકુંતલા:** અભિજ્ઞાન શાકુંતલની રસરાણી. **પુરુરવા:** વિક્રમોર્વશીયનો ઉર્વશીના વિયોગે ઘેલો બનેલો નાયક. **માલવિકા:** માલવિકાગ્નિમિત્રની નાયિકા. ( heroine ). **તિલકરૂપ:** શોભારૂપ. **વિક્રમાદિત્ય:** જેની સભામાં કાલીદાસનાં સન્માન થતાં. **વયસ્ય:** મિત્ર. **પરશુરામ:** જમદગ્નિ અને રેણુકાનો પુત્ર. **વીરોમાં પણ વીર:** વીરશ્રેષ્ઠ. **તણખા:** કણ. **અનિવાર્ય:** નિવારી ન શકાય તેવા. **અનેક ભિષ્મ અને કર્ણોને:** વિશેષ નામ સામાન્ય નામ

તરીકે વપરાયલું છે. **શસ્ત્રવિદ્યાઃ** હથીયાર વાપરવાની વિદ્યા. **એક-વીશવાર નક્ષત્રી કરીઃ** સહસ્ત્રાર્જુને જમદગ્નિને માર્યા તેના શોકથી પરશુરામની મા રેણુકાએ એકવીશ વાર પોતાની છાતી કુટી હતી. તેથી પરશુરામે પ્રતિજ્ઞા લીધી કે એકવીશવાર પૃથ્વી ઉપરના ક્ષત્રીઓને સંહારી પિતૃઋણ અદા કરીશ. અને તે તેણે કર્યું. **અવનિનેઃ** પૃથ્વીને. **કંપાવનારઃ** ધ્રુજાવનાર. **સર્વશાસ્ત્રવિશારદઃ** બધાં શાસ્ત્રોમાં નીપુણ. **મહર્ષિઃ** મોટા ઋષિ, ઋષિવર. **પલકમાં આખી ધરા દાનમાં દેનારઃ** પૃથ્વી નક્ષત્રી થઇ એટલે ધણી વિનાની પૃથ્વીને પરશુરામે દાન આપી દીધી. **પોથીમાંનાં વેંગણ છેઃ** લોક કથા આવી છે. એક પુરાણી મહારાજે કથામાં ઉપદેશ આપતાં ઉચ્ચાર્યું કે બારશના દિવસે રિંગણાનો નિષેધ છે. પરંતુ પોથી ઉપર –કોઇક ભાવિકે મૂકેલાં રિંગણાનું શાક ઘરમાં બારશના દિવસે ખાતાં જોઇ તેમના પુત્રે પૂછ્યું, ત્યારે કહ્યું કે, “ બેટા ! પોથીમાંનાં રિંગણાં. ” પુરાણી બાવાની જેમ મંજરીને નહતું. ને તો કવિવરોનું લખેલું બધું માનતી અને તે તેના પ્રાણને પોષનાર છે. **ભગવાન;** પરશુરામ દશ અવતારમાંના એક અવતાર ગણાતા. **હાકેઃ** બૂમે. **ચમકેઃ** ચમકારાયે. **પાયમાલઃ** નાશ. **દેવદેવેંદ્રોઃ** દેવ અને દેવ-પતિ. **ધસતું પુરઃ** જોસભેર જતો પ્રવાહ. **ત્ર્યંબકઃ** પરશુરામનું ધનુષ્ય જે ધનુષ્ય તોડી રામ જનકપુત્રી સીતાને પરણ્યા. **માયાજલઃ** માયાનું બઝાર. **ડાચાકુટઃ** માથકુટ. **વ્યથાઃ** દુઃખ. **અધમઃ** હલકો. **ભુપાય એવો છેઃ** પાણી પાય એવો છે. થાપ આપે એવો છે. **ન જોયાં રવિકિરણો, ન જાણ્યો તેનો પ્રતાપ etc.** મંજરી કહે છે કાકને કહેવું હોય તો કહે હું રખડતી છોકરી છું. જેણે રવિના કિરણો જેવાં સંસ્કારનો પ્રભાવ જોયો નથી જેનો પ્રતાપ જેણે અનુભવ્યો નથી તેવો ઘુવડ સરીખો કાક મારા માટે અભિપ્રાય આપે તે શું દૂરદર્શી કહી શકાય ? **દૂરદર્શીઃ** જેની નજર આઘે સુધી

**પહોંચે તે. ભૂદેવો; પૃથ્વી ઉપરના દેવો–બ્રાહ્મણો. રસાતાલ જાય** ( **રસાતાલ–પાતાળનો છેક નીચામાં નીચો ભાગ.** ) **અધ:પાત થાય. જમદગ્નિગોત્રજ: જમદગ્નિના ગોત્રનો.**

**પ્ર. ૮.**

**બે જુના મિત્રો.**

ઉબકનું આતિથ્ય સજ્જનને સોંપવામાં આવ્યું. ઉબક અને સજ્જન રાજગઢમાં જુદા બેઠા. સજ્જન અને ઉબક જુના મિત્રો હતા. બે વાતોએ ચઢયા અને વાતોમાં જણાય છે કે કીર્તિદેવને સોળ વર્ષ ઉપર સજ્જને જોયેલો તે આજે જુએ છે. સજ્જન તેને વિષે જાણે છે પણ કહેવા તૈયાર નથી. કીર્તિદેવ ગુજરાતનો છે, પાટણનો છે. તે લડવૈયો છે, કુલ તારે તેવો છે. સજ્જન તે જાણી ખુશ થાય છે. કીર્તિદેવને લઇ સજ્જન મહેતા પરમારની રજા લઈ ઘેર જાય છે.

પાત્રો વિષે કંઇક—

આપણને કીર્તિદેવનું પીછાન થાય છે. તેનામાં છુપી રીતે સજ્જન મહેતા રસ લે છે. કીર્તિદેવ પાટણનો છે ને તેને કુલ જાણવું છે. તે યોદ્ધો છે. ઉબક કહે છે. " મંત્રીજી, યુદ્ધમાં આપણને શરમાવે. ચાતુર્યમાં કવીવરો માન મૂકે. "

અર્થ:

**વિનયશીલ: વિવેકી. સ્મિત ભરી: આછું હાસ્ય કરતી. સ્નેહભીની: સ્નેહાર્દ્ર. આ બે યોદ્ધાઓ etc.** સજ્જન અને ઉબક વચ્ચે કાંઇ ઉંડો સંબંધ હોય તેમ જણાય છે. **ઝરડાયા છો:** ઘવાયા છો. **મારી ઉમર ઘાએ ગણાય છે, વર્ષે નહિ:** ઉબક યોદ્ધો છે, લડવૈયો છે અને જેમ ઘાને તે ઝીલે છે તેમ વર્ષો ગણે છે. એમને એમ નકામી ગાળેલી જીંદગી તેને મન હિસાબમાં નથી.

ભીમદેવ મહારાજે etc. આ વાત ઇતિહાસમાં છે. ભીમદેવના આક્રમણથી ભોજનું કાલજ્વરથી મરણ નીપજ્યું[1] ઉબકનો તે સમય નહતો. પણ મુનશી તે વાતને ઉબકનો સમય ફેરવી ઉમેરે છે. અનુગ્રહ: કૃપા; મહેરબાની. તારે એવો છે: ઉગારે એવો છે. શો વધી ગયો છે: કેવો મોટો થઇ ગયો છે; સજ્જન મહેતાએ બહુજ નાનો જોયો હોય એમ લાગે છે. હું દેવપટ્ટણની જાત્રાએ આવ્યો ત્યારે આ કલ્પિત છે. ચાતુર્ય હોંશીયારી. કવિવર કવિઓમાં શ્રેષ્ઠ અભિલાષા ઇચ્છા તલસવું ઇચ્છા કરવી. રસ્તે વૃદ્ધ યોદ્ધા etc. સજ્જન મહેતાનો ને કીર્તિદેવનો કંઇ સંબંધ હોય એમ જણાય છે. ડોસા હર્ષ ઘેલા થતા લાગે છે. તેમને ખોવાયેલું રત્ન સાંપડયું હોય તેમ લાગે છે.

---

પ્ર. ૯.

કીર્તિદેવ કેમ આવ્યો.

સજ્જન મહેતાને ત્યાં કીર્તિદેવ અને કૃષ્ણ ભેળા થયા. અને બધાની મંડળી જમાવી. કીર્તિદેવ તેમની સમક્ષ પોતાનો આદર્શ પાટણ આવવાનો હેતુ–પાટણ સાથે સંધી કરાવાનું કારણ–રજુ કરતો હતો. મંજરીના શબ્દે કાક ઘવાયો હતો. અને ઘવાયેલા હૃદયે, નિશ્ચય .સાથે "રાજવિમર્દન" થવા તે બહાર નીકળ્યો અને મંડળીમાં આવી ભળ્યો. કીર્તિદેવે તેને જોઇ આવકાર આપ્યો. તેની મૈત્રી નયન કીરણે સાધી. અને પાટણ અને અવંતી સંધી કરે તો ઠીક એમ કહ્યું. જો તેમ નહી થાય તો યવન સેના ખાઇ જશે. કાક કૃષ્ણના ઉપર કાંઇ અજવાળુ પડયું. સજ્જન મહેતા આવ્યા. અને 'થશે, થશે!" કહી કીર્તિદેવને લઇ પરમાર પાસ ગયા

---

1 રાસમાળા પા. ૧૯૪. પ્રબંધ ચિં. ૧૫૪.

પાત્રો વિષે કૈંક.

કીર્તિદેવનો આદર્શ જબ્બર છે. તે આદર્શ માટે પ્રજામત કેળવવાની તેનામાં શક્તિઓ છે. કાક અને કૃષ્ણદેવ ઉપર તે છાપ પાડે છે. અને વીર કૃષ્ણ પાટણનું વેર ભૂલી કહે છે. "કીર્તિદેવ! તમે કહો છો તે બધુ સત્ય હોય તો કૈં કરવું જોઇએ. તે મુંજાલને મળવા ઉત્સુક છે. તેનું વ્યકિતત્વ તેને દઝાડે તેમ નથી. તેને તો આર્યાવર્તને ઉગારવું છે.

અર્થ—

રટણ કરતો જાપ જપતો. ચેતી ઉઠી હતી પ્રજવલિત થઇ હતી. અવસરોને પ્રસંગોને. ઉદ્દીપન પ્રજવલિત છોબંધ Paved મઢેલી. સ્વભાવજન્ય સ્વભાવને સહજ ચમચમતું હતું બળતું હતું, બળું બળું થઇ રહ્યું હતું. પરિતુસ્ટ કરવાનો સંતોષવાનો. મુંઝાયો ગભરાયો. અનતકાલથી સૃજનકાલથી. આખી ધરણી બ્રાહ્મણનું અભિમાન અને ગૌરવ નિરાળુ દિસે છે. વિદ્યુત વિજળી. ખરેખર રા' ને તમેજ હરાવ્યો .આપણે ઉપર જોયું તેમ આ ઇતિહાસ સિદ્ધ વાત નથી. કાકનો સમય દૂરનો છે. સિદ્ધરાજે તેને હરાવ્યો છે. પણ કાકના વ્યક્તિત્વને વધારવા રા. મુનશી તેની પાસે રા' ને હરાવડાવે છે. ઇતિહાસ તેમ કહેતો નથી. તે તો વિજયમાળ સિદ્ધરાજને આપે છે. કૃશ્ણદેવનું મોઢું તિરસ્કારમાં મરડાયું રા' ને હરાવ્યાની વાતથી કૃષ્ણદેવ ચીઢાતો—ગુસ્સે થતો લાગે છે. કૃષ્ણદેવને તેની સાથે સંબંધ કાંઇ ગૂઢ લાગે છે. વિશાળ સાથે સંદેશો કહાવી તે કાંઇ નજીકનો છે એમ સ્પષ્ટ હતું, અત્યારે વધુ સ્પષ્ટ થાય છે. તેં પણ મોટો માર માર્યો છે જાણે કાકે કરેલા કામમાં માલ જ ન હોય તેમ કૃષ્ણ કહે છે. શોકગ્રસ્તઃ શોકમાં ડૂબેલો. સદ્દ્ભાગ્ય સદ્દભાગ્ય. પડખે બાજુએ. પર્યટન કરવુંઃ મુસાફરી કરવી. અનેક દેશોમાં etc. કીર્તિદેવનો આદર્શ

જ્યરો છે. નાનાં નાનાં રાજ્યો અંદર લઢી લઢી વિનાશને પંથે જાય છે. અને મોટો રીપુ તે બધાયને ગળી જશે અને આર્યાવર્તનો નાશ થશે તે તેને સાલે છે. ઘનગર્જના મેઘગર્જના કાશ્મીરાધીપ કાશ્મીરનો રાજા. તમારા ભીમદેવ મહારાજ હતા ત્યારે etc મહમદ ગિઝનીએ ચઢાઇ કરી સોમનાથના ભવ્ય મંદિરને તોડી ગુજરાતની જાહોજલાલી ઉપર વિનાશના વાદળ પાથર્યા હતાં. વિકરાલ ભયંકર. બાળતાં અટકાવતાં. આત્મબળના ગર્વમાં સંતોષ માનીને; પાટણ અને સોરઠને એક એક ઉપર વિજય મેળવવો છે. તે માટે તેની મહાસેનાઓ કપાઇ મરે છે અને તેમાં તેઓ સંતોષ માને છે. મહાવિનાશક યવન સેના આર્યાવર્તના વિનાશ માટે આગળ ધપે છે ખુવાર થશે :નાશ પામશે. "હા તમે બધા બેઠા છો etc" કીર્તિદેવની અડગ અસ્પર્શ્યતા ધીમે ધીમે આર્યાવર્તમાં ઓસરી જતી જણાતી હતી. આર્યાવર્તનો વિનાશ તેના હૈયા સમક્ષ વિકરાલ દાનવના હાથે થતો તે જોતો હતો. તે દાનવ આર્યાવર્તની ભવ્ય કીર્તિ ધુળમાં મેળવશે તે તેને ડંખતું હતું. તેણે પાટણના વીરો સમક્ષ બાલી કહ્યું અને માટે તે અંદર અંદરના વિગ્રહો પતાવા માગતો હતો.

ઝંઝાવાતઃ–તોફાની પવન, પવન સાથે વરસાદનું ઝાપટુ પડવું તે. અભ્યર્થનાઃ પ્રાર્થના. ૨ માગણી, યાચના. અસુરો દાનવો (યવન સેના). ઉતાવળે આંબા પાકે નહી પ્રચલિત કહેવત. ઉતાવળ કર્યાથી કાંઇ વળે નહિ. બધુ ધીમે ધીમે થાય cf રણ તો ધીરાનું, ધીરાનું, નહિ ઉતાવળા કાયરનું;–નર્મદ.

---

પ્ર. ૧૦

મધ્યરાત્રિની મૈત્રી

કાક કૃષ્ણદેવ પાસે થોડો સમય બેસી રાજગઢ તરફ ગયો.

રસ્તામાં મંજરીને લીધે તેના હૃદયમાં તુમુલ ઉભુ થયું. કીર્તિદેવના વિચારો તેને મન વાતો લાગી. તે વીરા બારોટને ત્યાં ગયો. રાજાનાં વખાણુ કર્યાં. તેમની કીર્તિનાં યશોગાન દરબાર ભરવાનો હતો તે દિવસે થાય અને રાજા ખુશ તેમ કાકે પ્રસંગો લેવા કહ્યું. ત્યાંથી નિકળી તે આગળ ચાલ્યો. એટલે મંજરીને ઉપાડી જતા ખંભાતના શેઠના અનુચરો મળ્યા. કાક દોડયો. કીર્તિદેવે તેમને બાળ્યા, અને કાક કીર્તિદેવને લઇ મંજરીને મંડલેશ્વરને ત્યાં મુકવા ગયો. રસ્તામાં કાક પાસેથી કીર્તિદેવે વચન લીધું, કાકને તેના મતનો કર્યો મંડલેશ્વરનું મકાન આવ્યું. બધાં ઉઠયાં હતાં. મંજરી ગભરાતી કાશ્મીરાના સોડમાં ભરાઇ અને કાશ્મીરાએ શીરપાવ આપવા કહ્યું. કાક મંડલેશ્વરની રજા લઇ ગયો.

પાત્રો વિષે કંઇક

કાક રાજાની મહત્વાકાંક્ષા પોષવા પોતાની કીર્તિને દૂર કરે છે, અને શેઠના જીત્યાના વિજયનું ફળ રાજાને આપે છે. કીર્તિદેવને મન કાક "જેની બુદ્ધ અને બળ ઉપર આર્યાવર્તનો પાયો રચાયો છે." તેવો છે. મંજરીએ તેના પર અજબ છાપ પાડી છે. તે જબ્બર મિત્ર બની શકે અને કીર્તિદેવને કહે છે "મારો પ્રાણ અર્પે કાર્ય સધાતુ હશે તો હાજર છું."

કીર્તિદેવ–તેનું હૃદય વિશાળ છે. તે દુઃખીને મદદ કરે છે. અને અણુજાણી વ્યકિત મંજરીને બચાવે છે. તે કાકને પોતાના પક્ષનો કરે છે. તેની અમાનુષી અસ્પર્શ્યતા આપણુને આંજે છે. તે મંજરી વિષે પુછતો પણુ નથી.

અર્થ—

તેણે અનેક કાર્યો માથે ઉપાડયાં હતાં કાકને ઘણા કામો કરવાના હતા. ભીડાવી આવ્યા સપડાવી આવ્યા. યશોગાન યશનાંગીત, પ્રશંસાનાં ગાયનો નારાજ નાખુશ. લો મને દોષ નહી

દેશો. મ્હને ગુન્હેગાર ન ગણશો, મને કારણભૂત ન ગણશો. મહિમા=પ્રતાપ. ખફા=નાખુશ ગુઢાર્થી=મર્મ ભરેલા. વિશ્વ વ્યાપી=આખી સૃષ્ટીમાં પ્રસરેલા. મહાક્ષેત્રો=મોટા અને વિશાળ કાર્ય પ્રદેશો. ત્રાસ=ભય. અસિધારા તરવારની ધાર. પાવન=પવિત્ર. સુની પડેલી=લોકો સુઇ ગયેલા તેથી શેરીઓ વેરાન લાગતી. નિઃશબ્દતા=ભયંકર શાંતી. વગામાં મહોલ્લામાં. નહીં ખેંચાત=ન દોરાત. કર્ણેંદ્રિય=કાનની ઇંદ્રિય, શ્રવણેંદ્રિય (કાન)=ભ્રમણા ભ્રાંતિ. ઓળા=પડછાયા. અલોપ થઇ જાય=અદષ્ટ થઇ જાય. ચાંદનીની સરિતા=જ્યોત્સના પથરાઇ રહેલો પ્રદેશ. દાંત પર દાંત પીસી=દાંત કચકચાવી. ધાયો=દોડયો. વજ્ર સરખું=ઇંદ્રના વજ્ર જેવું, કઠીન. સટકી જશે=નાસી જશે. કદમ=પગલાં. જીવ લઇ નાઠા પ્રાણ બચાવવા દોડી ગયા. શાગીર્દ=સાથી. તરકીબ=વિચાર. મમરો મૂકયો=લાલચ આપી અમાનુષી=દૈવી. ગિરિધારી ગિરિ એટલે પર્વત, અને ધારી એટલે ધારનાર; પર્વતને ધારનાર શ્રી કૃષ્ણ મીઠા=મધુર. નાદ અવાજ ગુંજી રહ્યું=રમી રહ્યું. મનમાર્યું=મન રોકયું બેબાકળી=ગભરાયેલી. સોડમાં=ગોદમાં શીરપાવ=ઇનામ.

---

પ્ર. ૧૧

## હિંગળાજ ચાચારનો ઓવારો.

મંજરીને મૂકી કાક કીર્તિદેવને આવી મળ્યો. તેઓ હિંગળાજ ચાચરના ઓવારા તરફ ચાલ્યા. રસ્તામાં વાતો કરી અને કાકે જાણ્યું કે કીર્તિદેવે મા બાપ વિનાનો અનાથ છે. તે દિવ્ય પુરૂષમાં માનવને સાલતી નિર્બળતા છે. કાલભૈરવ પાસે પૂછવા તે જતો હતો. કાકને તેણે સમજાવી સાથે લીધો. સ્મશાનમાં જતાં કાકના હાંજા ગગડી ગયા. પણ કીર્તિદેવ દઢ હતો અને કાક ખેંચાયો. કીર્તિદેવે મંત્રો ભણ્યા અને ભયંકરતા પ્રસરી. પછી યોગીની આવી, ગુંજું

શાંત થયું. યોગીનીએ ચૌદશનો વાયદો કર્યો અને કીર્તિદેવનું લોહી લીધું. પાછી ભયંકરતા પ્રવર્તિ. કાક-કીર્તિદેવ નાઠા, નદીના નીરમાં તે નાહ્યા: અને કાકને તે મંત્ર કીર્તિદેવે શીખવાડયો. કીર્તિદેવ ચૌદશે ન આવી શકે તો તે આવશે અને કુલ જાણશો એમ કાકે કહ્યું પછી તેઓ ગામમાં ગયા.

પાત્રો વિષે કૈંક—

દિવ્ય કીર્તિદેવમાં માનવ નિર્બળતા જોઇએ છીએ. તે નિર્બળતા કાકમાં તો છે જ. તે મુંઝાલથી નહોતો ગુંગળાતો પણ પોતે અનાથ છે તેથી ગુંગળાતો હતો. તે માટે તે કાલ ભૈરવને સાધે છે. અને નિર્જન એકાંતમાં-સ્મશાનમાં જવા તૈયાર છે-તે જાય છે કાકના હૃદયને જીતી મૈત્રી સાધે છે કાક બધું વિસરી જાય છે. કીર્તિદેવનો પ્રભાવ કાક ઉપર અજબ પડે છે.

અર્થ—

આદર્શમય=ઉચ્ચ ધ્યેયવાળું (આદર્શ Idea) દિવ્ય=દૈવી, સ્વર્ગીય. Divine. સાત્વિક=શુદ્ધ ને સરલ. નીરાળો=જુદો ભાવના=લાગણી જન્ય વિચારો. emptions. અસાધારણતા અસામાન્યપણું. યુવાવસ્થા ભોગવતા ભીષ્મ પિતામહ તે હોય એવું કાકને લાગ્યું કીર્તિદેવનો આદર્શ ભીષ્મ જેવો ઉચ્ચ હતો. ભીષ્મ પિતામહે પિતાની ખાતર સદા બ્રહ્મચર્ય અવસ્થા કબૂલ કરી હતી. કીર્તિદેવે આર્યાવર્તની ખાતર પ્રાણને પણ વ્હાલો નથી કર્યો. તે માટે તે ભયંકર કામો કરવા તૈયાર છે. તેનું દિવ્ય સ્વરૂપ ભીષ્મ જેમ તેજ પ્રસારતું. પોતાને સોંપાયેલું મહાવિકટ કામ=મુંજાલે કાકને કીર્તિદેવ પાછળ મૂકયો હતો. તે કામ મહાન્ હતું કીર્તિદેવને જોઇ તે બધુ વિસરી ગયો. સ્વભાવ જન્ય અશ્રદ્ધા તે વિસરી ગયો. તબી-અત=અદબ. રહસ્યો=ભેદો. ફરમાન હુકમ દગલબાજી રમવા=એ-વફા થવા. ક્ષોભ ભર્યા=ગભરાટ ભર્યા સાવધ સાવધાન. નબાપો=બાપ વિનાનો. કીર્તિદેવને તેનાં માબાપની ખબર નથી.

વિભુ=પ્રભુ. ઉગારતઃ બચાવત; છેકઃ આટલી હદ સુધી કારમાઃ વસમા માવીત્રેઃ માબાપે. પ્રતિધ્વનિઃ પડઘો. તાંત્રિકઃ તંત્રથી ચાલતી. મંત્ર અને તંત્ર બે વિદ્યાઓ સુપ્રસિદ્ધ છે. તાંત્રિક વિદ્યા ભયંકર છે. પિશાચોને સાધવાની છે. કમકમા આવ્યાઃ ધ્રૂજ્યો. રોમાંચ થયો. આવાસ: રહેઠાણુ અનાથઃ નિરાધાર. મૃગજળઃ રણુમાં જણાતાં મિથ્યાજળ—ભ્રમણાથી ઉત્પન્ન થયેલાં જળ. ભમો છોઃ રખડો છો. ડરઃ ભય. જીવ્યા કરતાં જોયું ભલુંઃ લોક કહેવત. દુનીયામાં જોવામાં આનંદ છે. જીવવામાં તેટલો નથી: પશુ પણ જીવે છે. જીંદગી જોખમમાં નાંખીને પણ માણુસે સાહસ ખેડવાં જોઇએ. દોર: છાપ બીભત્સઃ મર્યાદાને તો-ડતાં. સિદ્ધઃ પારંગત. વિશુદ્ધઃ પવિત્ર. મુછમાં બબડતા બબડતાઃ મનમાં કચવાતાં. ઝલઝલા ગાત્રોઃ શરીરના અવયવો, જફાયતઃ ઉજાણી. નિર્જનતાઃ વેરાન. હુાંજા ગગડી ગયાઃ હોસ કોસ ઉડી ગયા. દૃઢઃ નિશ્ચલ. તીણાઃ (Sharp) ઝીણા. ઘુઘરાટ કરવોઃ ભસવું. પલાયન કરવાનો ઇરાદો કર્યોઃ નાસી જવાનો વિચાર કર્યો. ઘસડાયોઃ ખેંચાયો. નવસ્ત્રાઃ નગ્નઃ અંતર્ધાનઃ અદૃષ્ટ. આરંભ કરી અને પાળવો એ ડહાપણનું બીજું લક્ષણઃ કેટલાક આરંભ શૂરા હોય છે. કાર્યની શરૂઆત કરતી વખતે તેમ-નામાં વિજળીના જેવો વેગ હોય છે. પણ પછીથી ધીમે ધીમે તે વેગ શમી જાય છે. તે ડહાપણનું લક્ષણ નથી. માણુસે આરંભેલું કામ પૂરૂં કર્યેજ છૂટકો, તેમાંજ શાણપણ છે.

વાર્તામાં આટલુજ અદ્ભૂત તત્ત્વ છે. ગુજરાતમાં આવો મત હતો. કેટલાક તેની સહાય લેતા હતા. કીર્તિદેવે મહા ભયંકર વિદ્યા માબાપ જાણવા શીખેલી. કીર્તિદેવ જેવા ઘણા પોતાના મનોરથો પાર પાડવા આવી વિદ્યાને શરણ થતા. ભૂત પ્રેતની માન્યતા હજુય ગુજરાતીઓને હૃદયે છે. તે સૃષ્ટી તેમને ડરાવે છે. પણ પહેલાંની માફક તે સૃષ્ટીના ઉપાસકો હવે બહુ નથી.

મુખપૃષ્ઠ ધર્મ વિજય પ્રી. પ્રેસ, રતનપોળ—અમદાવાદમાં છાપ્યું.